# સાંકળિયું

# વિવેચન.

—o—

"किं कवेस्तस्य काव्येन किं कांडेन धनुष्यतः ।
परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः ॥"

"તે કવિનું કાવ્ય શા કામનું અને તે ધનુર્ધરનું ધનુષ્ય શા કામનું કે જેના હૃદયમાં પ્રવેશ થયાં છતાં મસ્તક ડોલવા ન લાગે!"

"જેમાં રસ તે કાવ્ય" એ નિયમે આ 'રજપૂત વીર રસ કથા'ને હું કાવ્ય કહું છું. એમાંનું સર્વ લખાણ વાંચનારાઓના હૃદયમાં રસ ઉપજાવે છે. વિચારો ઉત્તમ હોય, આવેશવાળા હોય પણ તેને પૂર્ણપણે પ્રકટ કરી ન શકાય તો તેથી વાંચનારાઓને રસ ઉપજી શકતો નથી. વાંચનારાઓને રસ ઉપજાવવા માટે વિચારને અનુરૂપ એવી સરલ અને મોહક ભાષા વાપરવાની જરૂર છે. મી-રૂસ્તમ ઇરાની એક ઉત્સાહી, ઉદ્યોગી, દેશાભિમાની અને મસ્ત પ્રસિદ્ધ લેખક હતા એ વાત સર્વ કોઇને સમજવામાં હોવાથી તે સંબંધે વિશેષ નહીં બોલતાં માત્ર આ 'કથા'ના સંબંધમાંજ થોડું કહેવાની જરૂર

વિચારવામાં આવી છે. અથ થી ઇતિ પર્યંત આ પુસ્તક વાંચી જતાં મારો જે ઉંચા પ્રકારનો અભિપ્રાય થયો છે, તેને અંગે જણાવવાની જરૂર છે કે અર્થ અને અલંકારવાળી વાણીથી આ 'કથા' શણગારવામાં મી૦ રૂસ્તમ ઇરાનીએ પોતાની લેખનશક્તિની ઉત્તમતા ઘણી સારી રીતે સિદ્ધ કરી આપી છે. મર્મવચનો, ધર્મ-લક્ષણુને અનુરૂપ ઉદ્‌ગારો, ગુણ-સ્વભાવને અનુસરતાં આચરણો અને સ્થિતિ-પ્રસંગ પ્રમાણે થતાં અંતરનાં સ્વરૂપો, આ પુસ્તકનાં પાત્રજનોને અંગે જણાવવામાં આપણા એ વિદ્વાન લેખક મી૦ રૂસ્તમ ઇરાનીએ બુદ્ધિની અતિ કુશળતા વાપરેલી સ્પષ્ટપણે દેખાઇ આવે છે.

આ 'રજપૂત વીરરસ કથા' તે ઐતિહાસિક ખરી-કથાઓ ૭. ભરતખંડના વીરરત્નો-જેમણે પોતાના અસાધારણ શોર્ય-ચમત્કારોથી પોતાનું નામ અમર કરેલું છે, તેમાંના ૭ વૃત્તાન્તો આ પુસ્તકમાં દાખલ કરવામાં આવેલાં છે. એ વૃત્તાન્તોમાં પૂર્વકાળની નીતિ-રીતિનું અને પ્રેમ-શાર્યનું ઉત્કૃષ્ટપણે દિગ્દર્શન થયેલું છે. હેતુની સિદ્ધિ માટે, મનાયલા સદાચાર કે કુલાચાર માટે, શિલ-વ્રતના રક્ષણ માટે પ્રાણનો ભોગ આપવામાં કેવળ નિડર રહેનાર અને બળ બુદ્ધિનું અલૌકિક ચાતુર્ય બતાવનાર ક્ષત્રિજનોનાં એ ચરિત્રરૂપ ઉદાહરણોથી પ્રજાને બહુ બહુ પ્રકારનો બોધ મળી શકે છે. ક્ષાત્રધર્મ એ ચરિત્ર-નાયકોનાં વર્તન અને વૃત્તમાં પદે પદે ઉભરાઇ આવતો હોવાથી

આ 'કથા'ના રસ પ્રવાહમાં વાંચનારાઓના રસીક અંતઃકરણ તલ્લિન બની જાય છે.

મી૦ રૂસ્તમ ઇરાનીની લેખનશક્તિ વિષે આવો ઉત્તમ અભિપ્રાય પ્રજાનો બંધાયલો છે, એ પ્રસિદ્ધ વાત છે, ત્યારે એમ જણાવતાં આનંદ ઉપેજે છે કે તેણે પોતાના અનેક લેખો અને અનેક પુસ્તકોને અંગે પારસીઓની, મુસલમીનોની અને હિંદુઓની—ટુંકામાં કહીએ તો સમગ્ર પ્રજાની સરખી રીતે સેવા બજાવેલી છે. તેની શોધક બુદ્ધિએ, તેની ગુણગ્રાહક વૃત્તિએ અને તેના નિઃપક્ષપાતી હૃદયે લોકોને જાણવાજોગ, આચરવા જોગ, બોધ લેવા જોગ, વિચારવા જોગ અને અનુકરણ કરવા જોગ ઘણું મેળવીને ઘણું પ્રકટ કરી આપ્યું છે. આ 'રજપૂત વીરરસ કથા' તેણે ઘણો વખત ગુમાવીને અને ઘણો શ્રમ કરીને લખેલી છે. ભરતખંડની સકળ પ્રજાને તેનાં પૂર્વકાળના પ્રેમ—શૌર્ય પૂર્ણ પૂર્વજોનું રૂડી રીતે ભાન કરાવવાનું મી૦ રૂસ્તમ ઇરાનીને મોટું માન ઘટે છે.

આપણા દેશમાં ઉત્તેજનના અભાવે વિદ્વાન લેખકો કેટલીકવાર નિરાશ બની જાય છે, કે કંટાળી જાય છે; પણ મી૦ રૂસ્તમ ઇરાનીને તેવી નિરાશા કે કંટાળો કદી પણ ઉપજ્યો હોય એમ, તેના સર્વ લેખો અને ગ્રંથો વાંચનારાઓને જણાતું નથી. આવી રીતે તેનામાં અખંડ ઉત્સાહ ચાલુ રહેવાનું ખરૂં સાધન પૂરૂં પાડનાર મી૦ જેહાંગીર બેજનજી કરાણી છે, એમ માનવાને મને

અને પ્રજાને જે કારણો મળેલાં છે, તે કારણોને યાદ કરતાં અત્યારે આનંદ ઉપજ્યા વિના રહેતો નથી. કહ્યું છે કેઃ—

**"मार्मिकः को मकरंदानामंतरेण मधुव्रतम्"**

એટલે, "ભ્રમર વિના મકરંદનો રસજ્ઞ બીજો કોણ?" એવીજ રીતે મી૦ જેહાંગીરે તેની વિદ્વત્તાથી મોહ પામી, તેના લેખો અને ગ્રન્થો પ્રકટ કરવામાં પ્રજાનો લાભ વિચારી તેમ કરવામાં બહુ ઉમંગ સાથે સાહસ કર્યું હતું; આમ હોવાથી મી૦ રૂસ્તમ ઇરાનીના લેખો અને ગ્રન્થો વડે પ્રાપ્ત થયેલી કીર્તિના મી૦ જેહાંગીર કરાણીને પણ હું વિભાગી સમજું છું અને તેઓ તેવા પ્રકારના સન્માનને યોગ્ય છે એમ હું માનું છું.

"સાહસ—રે સાહસ! તું ફતેહની વેળાએ તારા ઉપાસકના જગતને મ્હોડે વખાણ કરાવે છે અને નિરાશાના સમયે—પડતાને પાટું મારવાની પેઠે જગતને મ્હોડે વગોણું કરાવે છે. તારી કળા ઇશ્વરની પેઠે અકળ હોવાથી તારા પારને કોઇ પામી શકતું નથી"—આ મી૦ રૂસ્તમ ઇરાનીના સોનાના અક્ષરોથી કોતરી રાખવા જોગ—બોધ-લેવા જોગ વચનોનો તેના મિત્રને અનુભવ મળેલો છે, એ પ્રાપ્ત થયેલો લોકાપવાદ મારા વિચાર પ્રમાણે દુઃખ-દાયક નહીં, પણ હાસ્ય કરવા જોગ છે. "પરણતાના સર્વ જાનૈયા થાય; પણ મરતાના કોઇ કાંધિયા ન થાય!" એવા આ જગતના વિચિત્ર સ્વભાવનાં માણસો હોય છે!! જે સાહસથી એક વેળાએ જય મળે છે, તેજ સા-

મનહુ મદન બકલરી પર હીમકર
સીચત સુધાધાર સત નાયે;
સુની સુની સોચતી શ્રવણુ સુન્દરી
મૌન કીયો મોહટી મન લાયે;
સુખ સખી રાધા માથોં મીલી
ક્રીડત હૈ રતી પતીહી લજાયે.

આભુષણ આ વેળા નેણના ચમકાર કરી રહી હતી. તે જોઇ યુવરાજ રાજ્યગોરને પુછેછે કે "આ ચમકારામાં તમને કાંઇ નવાઇ જેવું દિસે છે?" રાજ્યગોર બોલ્યો કે "મારી આંખ્યોની રોશનીને ઝાંખ આવીછે પણ તે છતાં આ ચમકારા એવા વિચિત્ર અગ્નિહારા છે કે તે મારી વૃદ્ધાવસ્થાને વિર બનાવેછે. આ રામજણી મને કોઇ મહા ચતુર ને ઠાવકી ગાનાર દિસેછે, અને એ જે ગાયન કરેછે તે દિલના દરદથી કરતી કોઇ ઉપર પોતાની બાજી અસરકારક રીતે લાગુ પાડવા માટે ખરા આવભાવથી કરે છે એ ચોક્કસ જાણવું." યુવરાજ બોલ્યો "તમો બોલ્યા તે શખ્સ હું છું. અને એ મને ખરાં હેતપ્રિતથી ચાહે છે પણ હું એને માનતો નથી."

આભુષણબા મોર મૂર્તિસમ મિજલસમાં નાચી નાચી શ્રોતાઓના મન ઉપર મોહિની વરસાવતી હતી. તેણીના સોનેરી ઘુઘરીના ઝાંઝરાના ઝમકારસંગ રાગના તાન એવાતો એકેક સાથે મળી ગયા હતા કે રાગ રંગ પતંગ બની સાંભળતા કર્ણને ચંડોલ જેવો લાગતો હતો. નેનન અદાબાજ

થઇ કમળ જેવા મધુરા ઇસારાથી પલકોની ઘેરાયલી ઘટાને મિજલસ દરમ્યાન એવી તો સરસ ચાતુરીથી પાથરતી હતી કે તે સ્વરૂપવંતી ઉપર શૂરાઓની શમશેર ને સર ફિદા હતાં. જ્યારે કનક ઘુઘરી આભુષણની કોમળ બાજુ હેઠળ ખંખણુતી, ત્યારે કૈલાસનો ગાન્ધર્વ તે મધુરા ઘંઘણાટથી તાબેદાર જેવો આવી તેની પાસે પડતો હતો. તેણીનું મંદ મંદ હાસ્ય, તેણીનું તરૂણ જોબન, તેણીનું કસ્તુરી સુગંધી અંગ અને તેણીની મધુર વાણી એ અમૂલ્ય ઇશ્વરીદાન પામી તે આ મિજલસમાંના મહાન મુગટધારી ભુપને વરવા પાત્ર હતી. ચંદ્ર ગાંડો થઇ જાય એવું તેણીનું રૂપ જોઇ અનળરાય ઘણીવેળા તેના રસ્તામાં આડો પડી તેના મનનો મર્મ જાણી તે જે ઇચ્છા કરે તે તત્કાલ તેણીને નવાજવા આતુર થયો હતો; પણ હોની જે ઇશ્વરી ચમત્કાર, જે બીના સઘળા તેના ચમત્કારમાં શ્રેષ્ટ છે, તેની બલિહારી પુર સફળ હોયાથીજ આજ અનળરાય કેવળ એકસો એક ટચના કંચન જેવો રહ્યો છે. આ મિજલસમાં રાજ્યગોર પણ ઘડી ઘડી આભુષણના નેણુ જોઇ મોહિ રહ્યા સમ બેભાન બેઠો હતો! અને તેણીના રસીકપણાંના અતિ કોમળ આવભાવ ઉપર શૂરવીરો જેમ દુકાળમાં ભિક્ષુકો અનાજ ઉપર તુટી પડે તેમ રસ પિવાના પ્યાલી થઇ રહ્યા છે; તેવી પ્રેમ વશ વેળાએ યુવરાજે રાજ્યગોરને હસી કહ્યું કે " તમેતો આ હંસમૃગની, મૃગ લોચની, ચંદ્રવદની સ્વરૂપના માસ્મા થયાછો! તો શું તમો પ્રેમ

સમજો છો? કોઇ વેળા રજનીના સ્વચ્છ આકાશે રોશની જોઇછે? કીંવા માણુકઠારી પુનેમની શિતળતા મારતાં સ્નેહારી નેણ દિપાવનાર ભ્રમરોને તેણીની પ્રેમહારી કોમળ કમલમાં જમ થતી નિરખીછે? કીંવા ઇશ્વરેચ્છાએ સરસ કસ વૃસાબુંદ તે શિતળ ચંદ્રની ખુશનુમાં ચાંદનીથી મહાસાગરે તલપ તલપ થતી ચાંદની ચોર લઇ ખુલી થઇ રહેલી મહાન સ્વરૂપ સીપોને ગ્રહણ કરાવતી કદી તમોએ તમારી ચક્ષુએ ન્યાળીછે? "રાજ્યગોર પોતાના જુવાન મિત્રથી આ નવીન પરપુછ સાંભળી તેની અતિ રસ ઉડાવતી વાણી ઉપર મોહિ ગયો. તે બોલ્યો "આ આભુષણ રામજણીના પ્રેમમાં દિલ દેનાર ગમે એવો કાચો હોય પણ તે મોટા અનુભવીના જેવીજ તકસીરમાં આવી શકશે. મહારાણાની રાજકંચની પાસ એ વટાવમાં છે, છતાં તે ઉદાસી સાથ આ રસીક છજામણી કેવળ કસ્તુરી પાસ કેવડી છે; પણ મને એની મુખ શોભા અને નેન નખરાંમાં સ્ત્રી સત્યની અનમોલ મતા સમાયલી જણાયછે. આ કોઇ ચતુર અબળા છે તો ઊંચ તોખમની, પણ કોઇ કાળા પ્રારબ્ધની શેકાર થયલી જણાયછે. પણ હું આ ઠેકાણે જુજ વખતનો મુસાફર જેવો ચૌરાવંશના મહારાજાનો પરોણો છું. મારે એ ફીકર જોઇયે નહીં. વળી તારા જેવા જુવાન ને અતિ ઉદાર દિલના દયાળુ પુરૂશ સંગાતે આ વાત ચાલુ રાખવી એ નીતિના સંબંધમાં જોખમ દાખલ કર્યા જેવું છે." અનળરાય હસ્તે મુખે બોલ્યો કે "ગોરરાજ! તમો

તમારા શબ્દોમાં શ્યાણપણ વધુ કે સ્નેહ વધુ દેખાડો છો તે સમજવું મુશ્કેલ છે, કેમકે તમારા બોલવા ઉપરથી વ્હેમ આવે છે કે તમો અમારી રાજ્યકંચનીના પ્રેમમાં ગર્ક થયાછો કે કેમ? આ માટે હું જરા ગુંચવાણીંછું છતાં શું ચોકકસ છે તે હું પકકું સમજુંછું; જે ઘટતે અવસરે તમને જણાવી દઇશ." રાજ્યગોર બોલ્યો, "રામ રામ આ શી ચેષ્ટા!" એટલે તો મધુરાં પ્રભાતની લેહેર એવી તો ત્યાં પથરાઇ કે આભુષણનાં ગાયનથી ધણા ખરા નિદ્રા ભરેલી લોચનો સાથ પોત પોતાને મકાને ઉઠી ચાલ્યા. રાજ્યગોર વૃદ્ધ હોવાથી પ્રભાતની મિઠાસને કંચનીની મીઠી જીભે બેહદ વધારી મેલ્યાથી ત્યાંજ દિવાનખાને લેટી રહ્યા!

આકાશ સ્વચ્છ પ્રકાશમાન થયલું પોતાના કમળરૂપી કિરણોથી દિવાનખાનાને જલેહ દેતી દિપકો સાથ મળી જઇ આભુષણને શુકરના તારા જેવી મોહિની બનાવી રહ્યો હતો, તેણીને એવી જોઇ ત્યાં રેહેલો અનળરાય મોહિ પડયો હોય એવા ભમતા દેખાવે પોતાની ચક્ષુમાં પ્રેમ ભરીને તે દેવતા રૂપ ગાનારી ઉપર નજર ફેંકી રહ્યો હતો! ચક્ષુમાં પ્રેમનો જોસ્સો, વાંદળાં માંહેથી સૂર્ય જેમ વર્ષાઋતુમાં આ સૃષ્ટી પર રોશની પ્રગટ કરવા સારૂ તલપે તેમ, તલપતો દિસ્તો હતો. પ્રૌઢતાની સામગ્રીમાં પૂર્ણ છતાં યુવરાજ સેવટે પ્રેમના ઉભરામાં ફુટો? તે બોલ્યો "હે કામીની આભુષણ! મને કાંઇ શ્રીરાગના રંગ બતાવ." આભુષણ રંગ તાનમાંજ હતી. તેના તાન મધુકરને તેની

મધુમાં નચાવતાં અનળરાયના શબ્દે, જેમ ચંદ્રમાં કાળા ધાબાં શોભેછે તેમ તે શોભાયમાન થઇને તે કંચનીને લોથપોથ કરી રહ્યા! તે બોલી, "રૂપાળા અનળ! શ્રીરાગના તાન સંભળાવતાં સંભળાવતા મારા હલકની દરેક રગની દોરીઓ તુટીછે તે છતાં તારો એ ભાવ જેમનો તેમ રહ્યો છે. આ દિવાનખાનામાં મારા કાળજાનાં દરદના દુહા જે ધુમ્યાં હતા તે હજી તેના અલાપ સાથે આ દિવાનખાનામાં પડઘા કરતા ધુમી રહયા છે. મારી સારી કાન્તિ તારા ઉપર તારા ભાવની સેવા કરવા ખાતર ફિદા થઇછે, પણ મને એક પણ મારે મનપસંદ નજરાણું કે સરપાવ તેં નવાજ્યો નથી!" આ કહેતાં આભુષણ ગાયનનો એક બળવંતો રાગદેવ થઇ રહી! તે પોતાના હલકમાંથી મધુરવાણી ધુમાવતી જેમ વર્ષાદની વાદળી આકાશે ફુલી ખિલી પવન જોરથી દોડી રહે તેમ ગાયનની મસ્તી જોરથી તે સુંદર દિવાનખાનામાં ખિલી રહી આભુષણે આ વેળા પોતાના રાગ મચાવવામાં દૃઢ વલણ ને શૂરો સ્વભાવ એવો તો વિચિત્ર રીતે ભજી દેખાડ્યો કે અનળરાયે પોતાનો હોઠ દાંત વચ્ચે કરડ્યો. શાંત મોહિની આભુષણને જોઇ તે સંધા મહિમા વચ્ચે ફરી તે પોતાને મન પોતાના મનની માપણી કરવા ધચુપચુ થયો! તે મન સાથે બોલ્યો "આજ નહીં તો કોઇ કાળ મારો ને એનો મનમેળો નકી ઠરાવ ઉપર આવ્યા વગર રેહનાર નથી." તે આ વિચારે લગાર ખસ્તો તે મોહિની પાસે ગયો, પણ તે તો

ગાયછે—એવી દરદી થઇ ગાય છે—તે એવા દરદના સાગરોં ઉલટ પુલટ કરેછે કે આશા જો તેને અમૃતનો કુપો તે માંહેથી અર્પણ કરી ન્યાલ કરે તો તે વધુ કેહવાય નહીં; પણ અનળ જેવો અમૃત કુપો, તેના પોતાના ભવની એક પુરી આશા હોય તો શું તે તેની આશા પરીપૂર્ણ થશે? અનળ આભુષણ પાસ વળી લગાર વધ્યો અને તેની આંખ્યોમાં શિયળ જોબનનો ઘાટ એવો તો ભલો ને માનસહીત દિસ્યો કે તે મન સાથે લજ્જીત થઇ ગયો, કે શું અંતે આ એક કંચની મારા મન, માન, મોભા, રાજ્ય, ધન, ધર્મ ને સત્યની માલેક થાય? જંગલમાં શિકાર મારવા જતાં શિકારી શિકારનો શિકાર થાય તેમ શું તે અબળાનો શિકારી હતો નહીં? તેના મનમાં પાપ હતું નહીં, તેનો પ્રેમ જ્યાં ચોંહોંટે ત્યાં તે લગ્ન વિધિથી પાર પાડવાને સામર્થ હતો પણ શું તે પ્રેમ આ મિજલસ ને દિવાનખાનાંની શોભા જેવી એક કંચનીને અર્પણ કરી તેની સાથે જનમ રીઝી તેને રાજપાટના વારસની માતા બનાવે? "અરે પ્રારબ્ધ મને એટલો મલીન ને નીચો ના પાડ!" એમ બોલી અનળરાય પાછો હઠેછે તેટલાં આભુષણે નેણુના બાણ એવાં તો અમૃતભરેલાં તેના હૃદયમાં પ્રવેશ કર્યાં કે તેની સામે તે પોતાની હાલતથી તદ્દન બેખબર ખડો રહ્યો.

શ્રીરાગ સાંભળી અનળ જાણે આગજ બન્યો. વળી તેના મનની લાગણીએ તે આગને પુર તેજથી સળગતી

કરી હતી, તેટલાં આભુષણે પોતાના સાજંદાને ઇશારો કર્યો કે તેઓ તુરત ત્યાંથી દુર જતા રહ્યા. દિવાનખાને લખોલખ મુગી દિપકો વચ્ચે બે સજીવન દિપકો આભુષણ ને અનળ હોય તેમ તે બાજી મંડાઇ ! અનળ બોલ્યો, “ચંચલા ! આ વખત મને બહુ મનોહર લાગેછે, અને શિતળ હવાની નાઝુક ઝડીથી મારૂં મન રીઝી રાગ ને રંગમાં ચકચૂર છે. જાણે આપણે આ દિવાનખાને કુદરતના માનીતા માનવી જણાઇએ છીએ !” આભુષણ બોલી, “ઓ રૂપાળા અનળ ! તારી કાન્તિ ને રસના મારા નેન ને કર્ણને એવાં તો રસીલાં ને મોહ પમાડનારાં છે કે હું તારી શબ્દ ચાતુરી સમજવાને અશક્ત છું. ઓ અનળ ! તેં મને પુરી જીતી છે. મારા મધુ સમ મધુરા રૂપનું કિમ્પુ તારા હસ્તક છે.” અનળ બોલ્યો કે “ઓ કંચની મને મારા રાજ્ય અને રાજ્ય હકથી નાલાયક ના કર !” આભુષણ, આ શબ્દો સિંચેલી ચેહ હોય એમ તે સાંભળ્યાથી રાળગી ઉઠી બોલી: “શું અનળવાડના યુવરાજનું મને આ વચન મળ્યું નથી ?” આ શબ્દો સાંભળી અનળ બોલ્યો “આભુષણ નિરાશ ના થા ! પણ શિકારી સૂએ જેમ જંગલમાં સારો દિ રઝળી રઝળી પણ પોતાની આશાથી છુટતો નથી તેમ તું ચતુર કામિનીએ ધીર ખમવી.” પાછી આભુષણ જળતી ચેહ માફક બોલી “ઓ બોરાવર અનળરાય ! તેં આભુષણને પોતાની દેવડીમાં માણ-કિસ કરી રાણીનો ખેતાબ આપ્યો નથી કે આજ તે

સઘળા વચન ભૂલી મારી ઉપર, મારી આશા ઉપર, મારા કોમળપણા ઉપર, મારી શિયળતા ઉપર અને મારા રૂપ જોબન ઊપર ડાઘ લગાડેછે?" અનળ, આભુષણના આ દાવાથી જંખવાયો. તે ફિકો જેવો થઇ બોલ્યો કે "આભુષણ! તે મારી રશના મારા બાળકપણાની હોંશ હતી, છતાં મેં તને મોતી ને માણેક ને હીરા રત્નોથી ભરપુર કરી છે; મેં તને કંચનના ઢગના ઢગ નવાજ્યાછે; મેં તને જર તારના કપડાંના ડુંગરો બક્ષી દઇ તારેથી એક તારા હલક ને નખરાંનાં તેજનો લાહવો લીધોછે; તેવા મોહિત થનાર ઉપર તું કાંઇ દયા કર, અને મને એ મેણામાંથી મોકળો કર. મેં તારૂં શિયળ વદન એક પણ ખરાબ દ્રષ્ટીથી અપાવન કર્યું નથી. કોઇ સુંદર પુષ્પ વસંતના પુર મહિમામાં ખિલી તરૂ ઉપર પોતાની સુગંધી પાથરી રહ્યું હોય તેની પાસે વસતું ચંડોળ તે જોઇ આનંદ પામે, પણ ના તેની પાસે જઇ તેને પોતાની ચાંચ લગાડે કે પંઝો મારે તેમ મેં તારી સુગંધી જે પોતાની વસંતનો છાપ પૃથ્વીને દેતો હતો તે જોઇ આનંદ પામી મને જે ભલું સુજ્યું તેમ હું તારી મિત્રાઇનો આવજો માવજો કરી રહ્યો; પરંતુ તું મને આજ આ દિવાનખાનામાં મારી બાળક ભોળી ચાલનો કર લેવા મને ઘેરી ઉભીછે, એ તારા અબળા સ્વરૂપ અને અમુલ્ય કોમળતાને છાજે છે?" અનળના આ વિચારોથી આભુષણ ફાળ ખાઇ ફિકી પડી; પણ તરત તેને રોમ રોમ રોષ વ્યાપી ગયો! તેના દરેક અવયવ અગ્નિ કુંડ

સમાન થઇને તેની દરેક રગે રગ ધગધગતી જવાળાની ધારા વહી રહી. ક્રોધતાના વિક્રાળપણામાં તે મોહિની લાલચોળ થઇ ગઇ. નિરાશા તેને આખા અંગે એવી તો જબરી લાગી કે તે ઘડીભર મુર્છા પામ્યા સમ તે ચુપ થઇજ! આ સ્થિતી થોડી વેળા રહ્યા પછી જેવી તે સુંદર પોતાની અસલતામાં આવી તેવીજ તરત પોતાનો શ્રૃંગાર ઉતારી અનળરાયની પાસે મુકી તે કુળ મર્યાદાથી ઉભી થઇ. તેણે પોતાનું ચિત્ત ઠેરવયું, અને પોતાના મનને પક્કા ઠરાવના રંગમાં ગર્ક કરી સ્વપ્નમાં પણ પોતે કુળ લાંછન નિવટશે એવી આંશા નહીં, તે દરમ્યાંન પોતાને પુર ડુબેલી જાણી બોલી:—

"અનળરાય આપે મારા ઉપર જે પ્રેમ કર્યો ને વચન આપ્યું, તે બાળકપણાના બાહનામાં વિટાળ્યું, તેનું ગમે તે થાઓ પણ મારો ઘા હવે નક્કી થયોછે અને તેનું વેર મારામાં આવ્યુંછે. હવે આપ મને જોઇએ વિસારી મુકો, કે જોઇએ મનમાં રાખી મુકો પણ હું જે મારા પ્રાણ સાથ આપનો તાલ્લુકો રાખુછું તે તજી શક્તિ નથી. મારા મનમાં હું દઢ છું કે આપ ઉદેપુરની લાલબાના મોહમાં પડયા છો. તેને વરવાની લાલચે અને મને કંચની જાણી રાજ્યની રાણી કરવાના નાલાયકપણાના વિચારે, ઉદેપુરના સ્વયંવરમાં જવા ચાહોછો, તો ભલે જજો; પણ મારૂં આ વચન ના ભૂલશો કે એ સ્વયંવર કલહમાં બહલી હું જેવી નિરજીવ આભુષણ મારા વેરમાં તૃપ્ત થઇ મરીશ. આ પૃથ્વી ઉપર

આપણે ઘણા દિ સંગાત રહી છેતરાયાં છીયે, પણ અદ્યાપી આપણે આ ભૂમી ઉપર વેર લેવા શિવાય મળનાર નથી. આપ ખાત્રી માનજો કે આભુષણ કંચની નથી પણ અનળવાડની લાયક રાણી છે, તે અનળરાયના પડવા સંગાત બળી સતી થનાર પતિવ્રતા છે!"

આ વાત સાંભળી "અનળરાય. શોકમાં ગર્ક થયો છે, તેના મનની હાલતમાં મોટો ફેરફાર થઇ રહ્યો છે, અને આભુષણ જો વધુ વેળા ત્યાં રહી હતે તો તે પોતાના કર્મનો પશ્ચાતાપ કરી તે મોહિની પાસ ક્ષમા પણ માંગતે; પણ તે જ્યારે પોતાની હાલતથી જરા ઉગરી તે દિવાનખાનામાં નજર ફેરવે છે તો આભુષણ, સાનન્દા કે સાજ કશું મળે નહીં! પણ તેઓની જગ્યાએ ત્યાં મોતી, હીરા, રત્ન અને અમુલ્ય વસ્ત્રનો ઢગ થયલો છે, તે જોઇ તેમ તેની પાસે પેલા રાજ્યગોરને નિદ્રાવશ પડેલો જાણી તે ચોંક્યો, અને ઝડપમાં ઉઠી પોતાને નિદ્રાસન જઈ પડયો.

આભુષણ જવાળા જેવી થયલી તરત અનળવાડ પ્રભાત સમે છોડી ગઇ. તેણી માર્ગમાં ચૌરા વંશના મહારાણાના કુળ વેરી ભુજના તાજપાળને સંભારી તેના નગર ભણી ચાલી. બે દિવસ રાનમાં કાપીને ત્યાંથી શરૂ થતા માર્ગે આવેલા કાળીકાના મંદીરમાં દર્શણ કરવા વેરાગણ જેવી તે માંહે પેઠી. પાષાણના કોતરેલા ગુમ્બજમાં કાળીકા ઘનઘોર સ્યામતા જેવી, નાગમણીની ચક્ષુ ચમકાવતી પ્રેક્ષી મહન કોપણી છે. સંધ્યાકાળ તરતની વહી

ગઇછે. સારૂં રાન કાળું કાળીકા સમાન દિસેછે. કાળા પાષાણના કોતરેલા તે ગઢમાં નાગ ને નાગણીઓ અહીં તહીં સપક ઝપક થાયછે. પંખીઓ તે ગુમ્બજ ઉપર બેસી નિદ્રાના ભજન ગાઇ રહ્યાં છે. સારૂં રાન ભજન ભજન ગાજે છે. અંધકાર ચારે પાસ પોતાના અમલનો ત્રાશ પમાડી રહ્યોછે. આત્માઓ ત્યાં તે દેવીના મથક ઉપર સ્વર્ગના સ્વરૂપોના ગપાટા મારતા ભમેછે. જે કુમારીકાઓ આશાભેર મર્ણ પામેલી તે ત્યાં પોતાના શિયળપણાંના સ્વરૂપમાં આનંદ ખેલેછે. દવના બુંદ તે ગુમ્બજ પર ઠરીને આકાશનો પ્રકાશ ગ્રહણ કરી દિપકો જેવી રોશની મારેછે. હવા રામજણી સમાન પોતાના સ્વરો તે ચુપ મંદીરમાં ગુમાવેછે. આકાશમાં ફરતાં વાદળાં ત્યાં આનંદમાં રીઝી ઘડીભર થોભી રેહેતાં હોય એવાં જણાયછે. દેવાલય દેવાંગનાઓથી પુજાતું હોય એવો મહિમા થઇ રહ્યો છે; ત્યાં વિજળી તે દેવીની પૂજારી થઇ તે મંદીર સાફ રાખતી હોયની એવો રંગ દેખાતો હતો. એવા અદ્દભુત દેવાલયમાં આભુષણ ગઇ તો ત્યાં આનંદ પામવા બદલે અગ્નિ પામી! તે અગ્નિએ જળતાં જીવનો ઉભરો કહાડતી રૂદન કરી રહીકે:—

"અગ્નિએ ભરેલાં મારા વદનને ઓ બળી કાળીકા! તું નિભાવ અને મને મારા મનની નિર્મળ શાન્તિમાંથી કાઢી નાખનાર ઉપર મારી જય રાખ! આ નિર્મળ મારૂં દિલ તને અર્પણ કરૂંછું તે તું લે. જો હું સતિ થઇ તો ક્ષમા

છે નહીંતર મારી બાકીની જીંદગી તારી ધુળ સાફ કરવાને બંધાઉછું. આ મારા પાંચ ને પાંચ દસ આંગલાંઓના લોહીના બુંદ તારી ઉપર વરસાઉછું તેમ મારા વેરીના બદનના તમામ લોહીનો વરસાદ થજો ! આ મારૂં કમળ રીજે એવું રૂપાળું મુખ તારી ઉપર ઓ જસાળ કાળીકા વધાઉછું તેમ મારા વેરીનું કમળ સમાન મુખ ધુળમાં રોળાજો. સારી બ્રહ્માંડ જોઇ પલકમાં ઠરે એવી આ પુષ્પ જેવી ચક્ષુ તારા પગ પાસે ઓ કાળીકા હું ખુશીથી અર્પણ કરૂંછું. તેમ મારા વેરીની ચક્ષુ તેની ભરપૂર આશા સહિત ધુળમાં અર્પણ થજો ! !" એમ કહી તેણીએ પોતાના માથાનો શૃંગાર, જે તેણીનો અતિ સુંદર કેશનો અંબાડો તે, ડાબે કરે ધરી જમણે કરે તેના થડમાં કાતર મેલી કાપીને એમનો એમ વાળેળો કાળીકા ઉપર મુકી બોલી " ઓ મહાશક્તિવાળી કાળીકા દેવી ! તમને આ મારો મારા આત્માસમાન શૃંગાર અર્પણ કરૂંછું, તેમ મારા વેરીનો શૃંગાર જે તેની પ્રતિષ્ઠા ને રાજ્ય, તે બીજાને સ્વાધીન થજો." પછી તે સાષ્ટાંગ નમસ્કાર કરીને ગળતી આંખોએ દેવાલયથી બાહેર નિસરી તેવીજ તેણી પોતાના સાજન્દાઓને સાથે લઇ માર્ગમાં આગળ વધી. રાત્ર બિહામણી ને વળી અંધકાર પથરાયલી હોવાથી જ્યાં ત્યાં ડરામણી ઝમ ઝમ ઝસ થઇ રહીછે. તેનો રથ, ને તેના રસાળાનો રથ ધમ ધમ ધમ જાયછે. સામેથી નદી ઘુઘવ ઘુઘવ મોજા મારેછે. આસપાસ તરૂવરોને પવન લાગી ખરર ખરર થઇને જીંગ્યાં-

ઓના ઝનઝનાટથી રાત્રી ઝનધ ઝનધ બોલેછે. વળી ડા-
ળીઓ ઉપર પંખીઓ બેઠેલાંછે, તે પવન પાસે પોતાની
સ્થિતી વર્ણન કરી દયા ચાહતા હોય એવા ઉપચારોમાં કક-
ળેછે. જ્યાં ત્યાં શેહેરના પશુઓ ખરગ ખરગ ચાલતાં
ચરચર ચરતાં નગર પાસેછે એવી ચેતવણી દેછે. તેટલાં
તેઓનો રસાળો એક પહેરેગીરના પોકારથી આગળ જતો
અટકયો. ખબર કાઢતાં તો તે કોઇ રાજ્ય બાગ જણાયો;
જ્યાંનો પહેરેગીર ચોર કે લુટારાઓને પોતાના સાદની
દેહશત આપી સાવચેતીથી દુર રાખતો જણાતો હતો.
ત્યાં જઇ આભુષણે, કમળ ઉપર દવ ઠરે તેમ જીભ ઉપર
શબ્દો ઠેરવી, પુછ્યાથી પહેરેગીર તે પુછનારી ઉપર તરત
પ્રસન્ન થયો. તેણે તે બાગમાં બાકીની રાત્રીએ આભુષણને
વિસામો દીધો. મહેલમાં એક જગા તેણીને લાયક આપી
ત્યાં તેનો રસાળો ઉતારો લઇ ભોજન તૈયાર કરવા પડયો.
વખત લાંબો જણાય નહીં માટે આભુષણે શુરસાગર હા-
થમાં લઇ એક રાગણી લલકારી. તેની મધુરતાથી પહેરેગીર
મોહિ પડયો. તે આ અમૂલ્ય રાગ શાસ્ત્રના શૃંગારમાં
ફિદા થઇ તે મંડળીને વધુ ઉપયોગી થવાને ખંતીલો
બન્યો અને એક બે વધુ રાગ રાગણીના શૂર તાન સાંભ-
ળીને તથા પકવાનો ચાખીને, તે સાથ તેઓએ આપેલા કુસંબા
પાણીની લેહેરમાં તેણે તે મહેલ દિપકોથી પ્રકાશતો મહાસા-
ગર બનાવ્યો. રાજ્યમહેલ અને વળી તે રાજાનો રંગ
રાગ બાગ બગીચો એટલે તેના શૃંગાર ને ઠાઠમાઠમાં કાંઇ

મણાનહીં, દરેક નવિન ને સુવર્ણ દિવીઓની દિપકો સળગી ઘડી વચ્ચે તે અંધારપિછોડા જેવો મેહેલ સૂર્ય નારાયણની સૃષ્ટી સમાન થઇ રહ્યો! રંગમાં બાકી નહીં, દરદી આભુષણના કાળજાંનો અગ્નિ તે રાત્રે એવી તો મધુરી તાનમાં ફુંકાવા ને લંબાવા શરૂ થઇ ગયો કે પહેરેગીર ત્યાં બસ દુનિયાદારીથી હાથ ઉઠાવી જાણે જગપતિ ઇશ્વર થઇ બેઠો! આભુષણ રંભા જેવી નૃત્ય કરતી કનૈયાની વાંસળી જેવી મીઠી વાણીમાં ખિલી રહી. ખાનુ પણ ચાલતું હતું, કુસંબો પણ ફરતો હતો, વળી વખતો વખત જેમ મલ્હારમાં મોર કળા કરે તેમ આભુષણ રાગણીની કળા પણ કેળવતી:—

ડુંગર બીન હરિયા નહીં, મોર બીન નહીં મલ્હાર,
જોબન બીન તિરિયા નહીં, પિયુ બીન નહીં શૃંગાર.

ડુંગર વગરની હર્યારી નહીં, મોર વગરનો મલ્હાર નહી, જોબન વગરની સ્ત્રી નહીં, અને પિયા વગરનો શૃંગાર નહીં; તેમ ત્યાં કુસંબાની હર્યારી ખિલી હતી, રાગની અમર મજાહ ખિલી હતી, જોબનવાળી પણ દરદી દિલની આભુષણ ખિલી હતી પણ કોઈ એવો કનૈયો ચતુર ને સમશેરબાજ, મહા ગુણીજન ને લાયક હતો નહીં કે તે મેહેલમાં આનંદાસન થાય! પણ પ્રારબ્ધ ન્યારા દાવ ખેલે છે, અને માનવીના મનસુબાને, જેમ દુધ પતાશાને પિગળાવે છે તેમ, પિગળાવી તેનો મનસુબો પાર

પાડવાને બદલે તેને સેહ આપે છે, તે માફક આ બનાવ સાથ હોનારતનો તાલુકો પ્રેમના જોસામાં લોહીનો સાગર ઉછાળતો હતો. ૫ી

આભુષણ પેલા રંગરાગ મેહેલમાં હજારો ના[illegible] [illegible]કળારૂપી દિપકોના અજવાળામાં મસ્ત ને દર્દના ગાયન ગાતી મોહિની થઈ રહી છે, તે વેળા ભુજના રાજ્યમેહેલમાં તાજપાળ પોતાની પ્રિયા નેણસુંદર સંગાત વાત કરતાં જરૂખામાંથી પ્રકાશ આવતો જોઈ તે તરફ જોય છે તો પોતાના રંગ રાગ મહેલને અગ્નિ કુંડ સમાન સળગેલો જોઇ તે ચોંકયો અને બોલી ઉઠયો કે "અરરર આ શી મુસીબત ! મારો રંગરાગમહેલ અગ્નિને અર્પણ !" એમ કહી તરતજ તે પોતે પોતાના ખાનગી પોશાકેજ નેણસુંદરીની રજા લઈ મેહેલમાંથી બાહેર નિકળ્યો અને સામે ફરતા એક છુટા તુરી ઉપર કુદી સ્વારી લેતાંજ પેલા આગ સમાન દિસતા મેહેલ તરફ તેણે ઘોડો ફેંકયો. આ કામ એક પલકમાં થયું. તેથી તેના મેહેલના રખેવાળ કે કોઇને તેની જાણ થઇ નહીં; તેમ તે જેમ જેમ તે રંગરાગમેહેલ નજદીકમાં પોહોંચતો ગયો તેમ તેમ મહેલ આગમાંથી કાંઇ કાંઈ નવું રૂપ પકડતાં સેવટે તેને તમામ દિપકોથી પ્રકાશતો ને રંગરાગમાં ફાલતો જોઇ તે વિસ્મય થયો કે એવો કોણ છે કે એ મારા ખાસ મેહેલમાં આ રીતે મોજ મજાહ મારે છે અને મારા લખ્ખોના ખર્ચનો ઉપયોગ કરી પોતે મફતનો આનંદ લે છે ? નહિ કે સાગરે જેમ જળ વહે તેમ તે ઘોડેસ્વાર

થયલો રાજા યાહોમ આવી પોતાના મેહેલને દરવાજે ઉતર્યો. ઘોડો એક ઝાડ સાથ બાંધી તે માંહે છુપો દાખલ થયો. ત્યાં ચાલતું ગાયન સાંભળી તેની શુધ્ધિ બુધ્ધિ ચળવિચળ થવા લાગી. તે ...માં અજબ થઇ બોલવા લાગ્યો કે "શું ઇંદ્રાસન મારા મહેલમાં ઉતર્યું છે કે આ રંગ મજાહ ને રાગ મચ્યેછે? શું ગાંધર્વ ને અપ્સરા• માટે આજસુધી મને શંકા ઉપજતી કે તે કલ્પિત છે તેનો શું આ ખેલ છે કે હું મારા મનથી સમજી તે વિચાર ફેરવું! છે શું? એ ઇશ્વર! આ હું શું જોઉછું! મારા તખત ઉપર એક અપ્સરા મોહિની સમાન તંબુરાને ખવાસ સમ કાબુમાં રાખી વિજ સમ ચલાવી પોતાના ચંદ્ર મુખથી રાગણીઓના સ્વરૂપોને સ્નાન કરાવેછે. પણ પેલો કોણ? શું મારો વિશ્વાસુ રખેવાળ તે અપ્સરા પાસે નાચે છે ને કુસમ્બો ચઢાવે છે! અરે મને કાંઇ સમજાતું નથી, જો હું પણ બીજા સેવકો જેવો આ પોશાકમાં ત્યાં જઇ બેસું તો મને કોઈ આ ધિંગાણાંમાં ઓળખશે નહીં. જોઉતો ખરો કે આ શું ઢંગ મચ્યોછે. કોઈ ઉત્તમ સુગંધી હવામાં વિખરાઇ પોતાની તેજીથી સરસમાં સરસ ને મજબુતમાં મજબુત મનને ભમાવી દે તેમ આ કૌતુક મારી અકલને નહીં સિકડી લે તો હું એક ભાગ્યશાળી માણસ ગણાઈશ. મેં મારા જન્મારામાં કોઈ વેરાગણુ અપ્સરા જોઇ હોય અને તેના મુખથી મોહિની વહી રહી હોય તો તે આ એક અલૌકીક ચિત્ર, ચીત્ત ભ્રમર કરતું હું જોઉછું! હાઃ હાઃ આજ ભુજ નગર શું રાગ શાસ્ત્રના

અમૃતમાં સ્નાન કરે છે? તૃપ્ત જીવ જલ કટોરો જોઈ બેદ-કાર રહેછે પણ તરસ્યો જીવ તેવા કોઇ રેતીના રણના ઝળકાટમાં આશાભેર ઝીપલાવી તેમાં ઠગાયાથી રિગજીક કરતો નથી, તેમ હું ભૂજનો રાજકર્તા જો આ વેરાગણ અપ્સરા સમાન કોઈ રાજપુત્રી કે રાજબિજ સાબેત થઇ નહીં તો તેમાં કશી નિરાશી મેળવેનાર નથી, જો તેમ ન થાય તો મને એ રત્ન હાથ કરવા અને મારા નગરને શોભાવા મારા તાબે રાખવાને સવળતા થાય.” દિપકોથી ઝળઝળાયમાન મંદીર વચ્ચે વેરાગણ જેવી આભુષણ પોતાના રૂપના અજવાળાં પાડી રહ્યાથી તાજપાળ માંહે જઇ એક ખુણે બેસવાને અચકાયો પણ તેટલાં કુસમ્બાનો કટોરો ફરવાની હો હા એવી મચી કે સર્વ દ્રષ્ણ તે નિશા પાણી તરફ વળિયો તેટલામાં તે પોતાની ઇચ્છા માફક એક ખુણામાં જઇ બેઠો, તો પણ તે જેવો બેસેછે તેવોજ આભુષણે જોઇ તેની રાજ્ય રૂઢી પરખી અને ઉમંગ ભેર પોતાના ગાયનમાં ખીલી. કદાચ આભુષણ આગળથીજ સમજી ગઇ હોય કે તે મેહેલ ભુજપતિનો છે, અને દિપકોનું અજવાળું આકાશ મધ્યે જે સવચ્છ પ્રકાશ કરી દેશે તે ભુજપતિના જોવામાં આવ્યા વગર રેહેશે નહી અને તેથી જરૂર તે રાજાને વિસ્મય પાંમી તેની પાસે આવશે; એ દીર્ઘદ્રષ્ટિએ જાણી તેણી જે વખત જાય છે તેટલામાં કોઇ તેજ સ્વરૂપનો માનવી તે દિવાનખાનામાં દાખલ થશે એવી રાહ ચંચળાઇથી જોતી હતી. તે તેણીની નેમ પાર પડી હોય

તેમ નિશાંત વળીને તેણીએ તે એકાંત પણ નામની મિજલસે રાગના સ્વરૂપોને વધારે છોગાલ લંબાવ્યાં. જેમ બાણ સળગી આકાશ સુધી ચડે તેમ તાન ખેંચાવા લાગ્યા, મધુરતા પણ તે દિવાનખાનામાં ગાયન મેળો જોવાને એક તમાશગીર થઇ હોય એવી ઝળક દેતી ત્યાં ગુપ્ત બેઠી હોય કીંવા પ્રેમ હસ હજાર નખરાં સાથ રાગ શાસ્ત્રને લોભાવી દેતો ભૂલવવાને મધુરતા પી જવાને તલપ્યો હોય અને મધુરતા તેથી બીહી જઇ ત્યાં પોતાનો આશ્રમ જાણી: આવી હોય એ રીતિએ કચ્છભુજપતિને પરખી આભુષણ અજાણ જેવી ગાયન ગાઈને પોતાની મંડળીને મોહ પમાડતી હતી. રખેવાળ આ સભામાં રાજા સમાન હતો. તેણે નિશાની વધતી જતી લેહરમાં આભુષણને હોકમ કર્યો, કે "ઓ કામિની, ભરતખંડની કામિનીઓનું કોઇ કવિત હોય તે ગા કે આપણા દેશની કઇ કઇ અતિ કીર્તિમાન બલિહારીવાલી મહા રૂપકાંતા કુમારીકાઓ છે." આભુષણે, જેમ કમળ આપ મુખ ખોલી ભ્રમરને છુટી આપે તેમ મગન હાસ્ય પોતાને કમળ મુખથી પ્રગટ કરી જરા શિર નમાવી આ કવિત ગાઈ:

"તાજસુંદરી અજમીર દીપેહે,
અનળપદ્મની જયપુર દીપાઈ;
કનકકુમારીકા દ્રવિડ દીપેહે,
મુક્તામોહિની મેવાડ ઝળકાઈ;

વીજયાનેખની જુધપુર દીપેહે,
વીરચંચલા વીકાનેર ઠેરાઈ;
રંગાતૂણી જેસલમીર દીપેહે,
**લાલબા** સારે રજપૂતાનાઈ!"

આ કવિતનો રાગ ગમે એવો મધુરો છતાં તેના અર્થથી તાજપાળ તરત વિચારમાં ગરક થયો. તે મનમાં કેહવા લાગો કે "શું લાલબા મોહિની સમાન ઉછળીને સારા રજપૂતાણાની સરસ સુંદરી ને પતિવ્રતા રાજકુંવરી ઠરીછે? શું ત્યારે મારા સબંધની વાત ઉદેપુરનો રાણો જાણે છે કે ભૂલ્યો છે? ઉદેપુરની આવી વખનાયલી એકની એક રાજ્ય વારસ મને આપવાની તેની કબૂલાત અને વચનમાં ઉદેપુરની રાણી જહવેરબાનું મન સાબુત હશે તો મારો દાવો વાજબી થશે નહીં તો શું તે મારા ખરા અને મજબુત દાવાને નામંજુર રાખવાનું કોઇ બાહનુ કાઢશે? શું મેં ઉદેપુરનો ગઢ તારાજ કરવાને તીડ પંખી માફકના મારા લશ્કર સાથ ચઢાઈ કરવાની બાકી રાખી હતી કે આજ હું તે ભરતખંડની સરસ મોહિનીથી હાથ ધોવું? શું તે વચન, રાણીએ રાણા પાસ કહ્યું હશે કે મેં તાજપાળનો કીનો ઊદેપુરથી છોડવવાને મારાં અમુલ્ય લાલબા રત્નનું નજરાણું કર્યું છે?" આવા અનેક બિચાર જ્યારે તાજપાળ જેવા શૂરા ને ષઠ યોદ્ધાના પોલાદ ભેજામાં કસરત કરવા માંડે ત્યારે તેમાં શીમણા રહે વારૂ? પણ તેટલાં આભુષણે રાગ લલકાર્યો;

પદ—રાગ સારંગ.

નયનની નીંદ ગઇ રૈની
દીન પળ પળ છતિયાં લગ્યૌં રહે ધરકો—
ઉતમોહન મોહન મુખ મુરળી સુનત
સુદ્ધી ન રહી ઇત ઘેરાઘેર ધરકો!

આભુષણે એવાતો સબળ ચાળા ને નખરાં કર્યાં કે તાજપાળ તે મોહિનીને જોઇ છક થઇ રહ્યો. તે ઇશ્વરને તેણીના જોબન્યા ઘાટ માટે મનમાં વખાણતો, તેણીના તાન ઉપર જેમ બત્તી ઉપર પોપટું તલપી તલપી પછડાય તેવી સ્થિતીએ થયો, કે વળી ચતુર આભુષણ આ મધુર રાગ સુધરાઇ ગાતી ફુલ જેમ પરેપડ ખિલીને ખરી પડે તેમ થઇ રહી કેઃ—

આખીનમે બસૈ, જીયરેમેં બસૈ,
હીયરેમેં બસત નીસીદીન્ પ્યારો—
મનમેં બસૈ, તનમેં બસૈ, રસનામેં બસૈ,
અંગ અંગ બસત નન્દવારો—
સુધીમેં બસૈ, બુધીમેં બસૈ,
ઉરમે બસત પ્રીય પ્રેમ પ્રાણ દુલારો—
સુર શ્યામ વનહુયેં બસત, ઘરહુમે બસત
સંગ જ્યોં જહાં જલન હોત ન્યારો—

આ ઉત્તમ સુધરાઇ રાગ સાંભળીને તાજપાળ તરત ત્યાંથી ઉઠયો અને જેવો અંજાણુ આવ્યો તેવોજ પોતે મેહેલની

બાગ બાહેર નિકળી પોતાના ઝાડ સાથે બાંધી મુકેલા તુરી ઉપર સ્વાર થઇ પોતાના રાજમેહેલની નજદીક આવતાં ઘોડેથી ઉતરી જેમ બાહેર આવ્યો હતો તેમ અંદર દાખલ થઇ વાટ જોતી બેઠેલી પોતાની પટરાણીને રંગ મેહેલની રચના ને મેલાવડો કહી સંભળાવ્યો. પટરાણી તે સાંભળી હસવા લાગી. પણ તાજપાળે તરત રાબેતા માફક સ્નાન કરી લઇ અંગ સુઘ્ધરવી રીતે શૃંગાર્યું અને પ્રભાતનું ઉજ્યાળું ઘોરવા તે પોતાના ઉજળા તુરી ઉપર ગાંધર્વ જેમ આકાશની વાદળી ઉપર સ્વાર થઇ ફરવા નિકળે તેમ સ્વાર થયલો ખાસ બે રક્ષકો સાથ ઘોરી ખુલ્લા મેદાને પડયો. તેના મનમાં પેલી કવેતમાં વર્ણવેલી લાલબા એવી મજબુત ઠસી હતી કે તે ઉદેપુરની રાણી જહવેરબાને તરત ચેતવણી દેવાનું કેહેણ કેહવાડવા ધારતો હતો. પણ તેટલાં એક મૃગલો તે પાસથી કપુર જેવો ઉજળો, કંકુ જેવા લાલ પગનો ને જાબું જેવી કાળી મુર્તનો વા સમાન ઉડી ગયો, કે તેજ વખત તેણે ધનુષ્ય ઉપર પોતાનું બાણ ખેંચ્યું કે તેનો શિકાર કરે પણ તે બાણ છુટયું કે તેજ પલે એક ચિસ મેદાન ધ્રુજાવતી સાંભલી તાજપાળ ચોંકી રહ્યો. તાજપાળે તે ચીસ ઉપર પોતાનો તુરી મેલી દીધો તો એક શોકાતુર દેખાવ તેની નજરે પડયો, ત્યાં એક માનવીને પોતાનાં બાણથી ઘાયલ થયલો નીચલો શાપ બોલતો જોયો:

"હાય! આ બાણ તારા ધનુષ્યને તજી ઉદેપુરના માહરાણાના ગોરને પકડવામાં શું પામીશ? હાય! મારી બાજુ-

માંથી રૂધીરની ધાર વહેતી તારા ઉપર શાપ દેછે કે તને કસનારનો જીવ આશાભેર ચેહમાં જળજો!"

તાજપાળ તરત પોતાને તુરીથી કુદી ઉતરી પડયો. તેણે પોતાને હાથે પોતાના જરી પિતામ્બરનો છેડો ફાડી તરત તેની બાજુ બાંધી વહેતું રૂધીર અટકાવ્યું. ગંભીર ચેહરાથી તેણે તે જખમીને ઉઠાવી પોતાના તુરી ઉપર મેલ્યો અને પોતે પગે ચાલતો જ્યાં પોતાના ખાસ રખેવાળ સ્વારો ઉભા હતા ત્યાં સુધી લાવ્યો. તેઓને ઈશારો થતાંજ તેઓએ તે વ્યાકુળ થતા જખમીને માવજતથી પોતા હસ્તક લઇ લીધો. તાજપાળ પોતાના તુરી ઉપર એકલોજ ત્યાંથી નિસર્યો. જુવાની લગભગ છેલ્લા રૂપે તેના તપી રેહતા મુખ ઉપર તેજસ્વી પ્રકાશ્યાજોરે સુનેરી તારના કવચમાં તે એવો શોભતો, કે જેવો સૂર્ય પશ્ચિમ દિશા અસ્ત પામતો વૃષારૂતુના પુર્વ દિશા અળાછળ થયલા વાદળાંઓ પ્રકાશમાન કરી રહે અથવા તો પર્વત, મહાન તરૂઓથી ઢંકાયલો સૂર્ય પ્રકાશના તે તરૂવરોના પાન ઉપર ઝળઝળાટ પડી રેહતાં સુવર્ણ કિર્ણો સમ દિપ્યો હોય!

વાઘણનું વિક્રાળ મુખ, રાજાનું નિરાશ હૈડું, કામિનીનું પ્રેમાધીન જોબન અને શાંપનુ સ્વરૂપ, જેવું ગુપ્ત અથાગ જોર ધરાવેછે તેમ અથાગ રોષભેર જોસ્સામાં તાજપાળ કેવળ ઝીનાનું સ્વરૂપ બનીને ઉદેપુર ઉપર ખિટયો. તેના બાણુથી જખમી થયલો તે પેલોજ રાજ્યગોર હતો, જે લાલબાના સ્વયંવરની કંકોત્રી લઇ

બીજી રાજદરબારોમાં જઇ આવ્યો હતો. તે અનળવાડથી પાછો ફરતાં ઉદેપુર જવાનો માર્ગ ચુકી જઇ આ લાંબા માર્ગે પડયો હતો અને ભોગજોગે તાજપાળના બાણથી જખમી થયો હતો. શેહેર બહારના એક કુશાદે મેહેલમાં તે સાજો થયો ત્યાં સુધી તાજપાળથી પેલા રખેવાળોને મળેલા હોકમ મુજબ તેની જતન થઇ ને જ્યારે તે સારો થઇ પોતાને દેશ જવા તયારી કરવા લાગ્યો ત્યારે તેની પાસ ભુજપતિ તાજપાળ સાદા પોશાકે, સિંહ જેવા આંખોના ડોળા કહાડતો ત્રાશદાયક દેખાવે, આવી ઉભો! રાજ્યગોરે તો તર્ત પિછાણ્યો કે બળિયો ભુજપતિ તે આ, પણ પોતાના મહારાણાનું તે ઉપર કોઇ કેહેણ નહીં હોવાને લીધે તે મુગો અને અજાણ થયો.

તાજપાળે તેને સિંહ જેમ પોતાના શિકાર તરફ બે પાંચ પળ ટકટક જોય તેમ જોઈ તેના મનને માપી લીધું. વળી પણ પોતે વખત નકામો ગાળવા કે આ નિરજીવ માણસને કાંઈ આડુંઅવળું કહેવા આવ્યો હતો નહીં માટે તત્કાળ બોલ્યો કે:—“ ઉદેપુરના રાજ્યગોર! મારા બાણે અજાણમાં તારી બાજુ જોખમઇ તે માટે તેં તારી જીભ્યા બેકાયદે શાપના પવિત્ર તેજમાં જળાવી તો તું એવો કોણ જોગ તપ જપનો સાચો સાધુ છે કે એવા નાલાયક શબ્દો બબડવા આગમચ તું તેનો ખરો અર્થ જાણવાને સમર્થ હતો? તું એક ભિક્ષુક! તારા જેવા બેવચન ભિક્ષુકનું કાર્ય કરનાર, ભરતખંડના મહાબળિયા તાજ-

પાળને ડરાવી શકે તો કરમાયલું પાન નવું પતંગ્યું સજી-વન કરે ખરૂં? તારા રાણાએ મને લાલબાના સ્વયંવરમાં આવવા માટે નોત્રું દીધું નથી, પણ તું તારી મહારાણી જહવેરબાને, તે જે વેળા મહારાણા ને તેની મહામોહિની લાલબા સાથે આસને ઠરી હોય ત્યારે, આમ કહેજે કે ભુજનો બળિયો તાજપાળ, સ્વયંવર મળશે તો તેને એક લોહીનો સાગર કરશે, જે માંહે તે બેવચન તુચ્છ પ્રાણ ગર્ક કરી દઇ ઉદેપુરને શોકપુર બનાવશે, તેમ સ્વયંવરમાં આવેલા રાજાઓની ધુળધાણી કરશે. જા! તારી રાણીને કેહજે કે પતિવ્રત પદ્મનીના વચને ઉદેપુરે પંદર વર્ષ ચેન ભોગવ્યું, તેનો ભોગ દેવાને તેની આજની બેવચન ચાલ પુરતી છે, અને ન્યાય તાજપાળની તરફ છે.''

તાજપાળ પોતાને આ ત્રાસભરેલો સંદેસો કેહતાંજ ત્યાંથી ચાલ્યો ગયો. રાજ્યગોર તે હતો ત્યાં સૂધી ગળે રૂંધાઈ ગયો હોય તેવો થયો, પણ પછી તે બબડ્યો કે 'ક્યાં ભોગ લાગ્યા કે માર્ગ ચૂકી આ કુમાર્ગે પડ્યો!' તેનો ઘા હજી તેની બાજુમાં ખાસ્સો દેખાઈ આવે એવો તાજો હતો અને તેની શક્તિ પણ થાક શોસવા કે માર્ગ કાપવામાં કમી થઈ હતી. તે પસ્તાવો કરતો ધીમે પગલે પોતા ઉપર ઉપકાર કરનારાઓને જુહાર કરતો પોતાને રસ્તે પડ્યો. બે ત્રણ દિવસો સુધી રિવાજ માફક, માર્ગને ધર્મ-શાળામાં ચાલ ને ઉતારો રાખતો તે ગોર ઉદેપુરને ધોરી રસ્તે પડ્યો; પછી તેની નજર ઓચીતી મેદાનના સામેના

નાકાપર પડી કે એક જબરા તેજ તુરી ઉપર અનળરાય બીજા દસ મહા યોદ્ધાઓ, જેઓને માથે કનક ટોપ ને કમરે કનક મ્યાન શમશેર હતી, તેવા શૂરાઓ સાથે લોખંડના ગોળા ગગડે તેવા અવાજે, નહીં ધીમી કે નહીં ઝડફી એવી મધ્યમ ચલાણે, લગામ ફેંકયા આવેછે. અનળરાયની દ્રષ્ટી પણ તે ગોર ઉપર પડી. તે આશ્ચર્ય થયો અને પાસે આવતાંજ પોતાનો તુરી થોભાવી માર્ગના સમાચાર પુછી રાજ્યગોરની આગતા સ્વાગતા કરી તેને રિઝવી લીધો. પછી પોતાના એક તુરી ઉપરતેને બેસાડયો. રાજ્યગોરે "કેણી મેર જવાના છો?" એ સ્વાલ કર્યો તેનો જવાબ એટલોજ મળ્યો કે "મારે ઉદેપુરમાં અમારા રાજાજીના કોઈ કામ સર આવવું પડેછે." રાજ્યગોર આવી ઉત્તમ સાથ મળ્યાથી બહુ મગ્ન થયો. તે બળિયા ભુજપતિનો ગુસ્સો, હુકમ ને ત્રાસ સમુળગો ભૂલી ગયો હોય એવો તે ખુશ મિજાજ બન્યો. અનળરાયે જોયું કે રાજ્યગોર તે કોણછે તે જાણવાને હજી સુધી બેદરકાર તેમજ અજાણ્યો લાગે છે, એ ખ્યાલમાં તે ગરક હતો તેથી તેણે તેનો શીકો ચેહરો કે હુલી બાજુ જોઈ નહીં. રાજ્યગોર અવલથીજ અનળરાયને અનળવાડનો એક શૂરો લડવૈયોજ જાણી રહેલો, તેની નજર પણ તે જુવાનના બેહદ તેજ, શૂર ને રાજવંશી પોશાક-ચિત્ર ઉપર ગઇજ નહીં અને તે તેની પર્ખ કરવાને કાંઇએ સમજ રાખી શકયો નહીં; તેથીજ તે તેની બરાબરીમાં જ્યારે ત્યારે તેની રાજધાનીનાં સઘળા સમાગમોમાં તેમજ

લાલના આ મિલાપમાં પણ દોસ્તીના હકથી વર્તવા લાગ્યો. અનળરાય તેની કમદ્રષ્ટી માટે જેવો તે ઉપર ભાવ પામ્યો તેવી તેની પુષ્ટ દ્રષ્ટી માટે પામતે નહીં કારણ તે જેટલો તેની પિછાણમાં નહીં ઉતર્યાથી મોહિની લાલબાના ચિત્ર, રંગ, કામ અને ગુણથી વાકેફ થયો તે માંનું રજ પણ તે અનળવાડનો યુવરાજ છે એમ જાણીને કદાપી પણ મહારાણાનો ગોર જાહેર કરતે નહીં.

પ્રિય વાંચનારને યાદ હશે કે ઉદેપુરનો મહારાણો પોતાની પુત્રી લાલબાની અતિ રૂપકાન્તિ ને શોભા જોઈ જે ચિંતાથી ગરક ગયો હતો તે ચિંતાના મૂળતત્વથી તે માહેર હતો નહીં પણ તે ચિંતા ખરી હતી, તેનો ખરો મર્મ એમ છે કે:—

જ્યારે લાલબાના જન્મ વખતે રાજ્ય જોષીએ ગ્રહ-મંડળ જોઇ તેની જન્મપળ ઉપર ગણત્રી કરી હતી, તે વેળા તે જોષી એકાએક ચોંકયાથી મહારાણો ઘડીભર રોષ ભરેલો થયો હતો. તે વાત જ્યારે મહારાણી જહત્રેરબાના જાણવામાં આવી હતી ત્યારે તેણીએ રાજ્યજોષીને એકાંતમાં બોલાવી એક થાળ ભરી મોતી ને થાળ ભરી રત્નથી તેને વધાવી, દયામણા ચહેરાથી પોતાની કુંવરીનું પ્રાલબ્ધ જાણવાને વિનંતી કરી. જોષી બોલ્યો "હું મારાં કુટુંબ સહિત ઉદેપુરના મોટાં રાજ્યનાં અન્નથી પળાઇ આ વૃદ્ધાવસ્થા પામ્યોછું અને મારી જીભ હજુસુધી ઉદેપુરને શોક સંભળાવવાને કદી ઉપડી નથી, અને આજ તે જીભ આ વૃદ્ધ

ઉમ્મરમાં શોકને પ્રગટ કરે તો પછી મારી જગ્યા મને યોગ્ય કેહવાય નહીં. સુંદર રૂપ મહારાણી આપ એ મહા ફેરફાર કર્મ રેખાની ઇંતેજારી કોકાળ રાખશો નહીં."

મહારાણી જહવેરબા બોલી "મહાન જોષી ! મને મારી એકપુરી કન્યાના કર્મની ખાતરીની ઇંતેજારી રહે નહીં તો મને માતાનો કાયદો તોડવાંની સજા ઠરેછે. ગમે એવા અળખામણા શબ્દો, ને ગમે એવી વિપત્તિવાળું નસીબ મારી પ્રિય લાલબાનું હશે તે હું સાંભળી મારી પાસ જેમ મારા સતમાં હું ગઈ છું તેમ મારા કર્ણમાં ગુપ્ત રાખીશ. આપ મહારૂષી જેવા જોષી પોતાની રાણી જહવેરબાનો આ સવાલ ના પુરો કરો તો પછી તો મારી ઉપર કોપજ વરસ્યો !"

અતિઘણા આગ્રહ, અને અતિઘણી આનાકાની વચ્ચે યુદ્ધ થઈ પડયું. રાજ્યજોષી પોતાની રૂપવંતી રાણીના ચેહેરા ઉપર જોતાંજ તે પોતાના ભેદથી તરત છુટો થયો. વૃદ્ધાવસ્થા અને જોબન વચ્ચે ગંભીરાઇ ને નિર્દોષપણું એક એકને વળગી આવી ઠર્યાં; તે ઉપર અનુભવી નેત્રના તેજસ્વી ચળકારા થતાંજ મંત્ર ફુંકવાને તેનું મ્હોં ઉઘડી ગયું. રાજ્યરૂષી બોલ્યો "મહારાણીજી હું આપને એક દસ્તાવેજ આપીશ, તે ઉપર ફુરસદે નજર કરજો કે આપની ઇચ્છા પરિપૂર્ણ થશે. અને તે આગમચ આ મારે મ્હોડે સાંભળી લ્યો કે આપણા મહારાજ્ય ઉદેપુરની ગાદી લાલબાના કર્મમાં નથી; પણ આ સુંદર સ્વરૂપની અપ્સરા મહા કષ્ટ ને જન્મ ફેરફાર માટે સરજાયલી છે."

રૂપાળી જાહવેરબા દિલગીરીમાં પડી અને રાજ્યરૂપી તે રાજવંશી ચેહરાની દિલગીરી ઉપર વિચાર કરતો ત્યાંથી ગયો; તેણે તરત લાલણાના જન્મની પળ ઉપરથી તે રાજપુત્રીના પ્રારબ્ધનું ચિત્ર ચિતારી દીધું. તેણે એક રત્નજડીત દાબડીમાં મેલી તે રાણીને મોકલી આપ્યું.

આ બનાવને નવ વર્ષ થયાં હતાં તે વેળા લાલણા નકશા ચિતરવાની વિદ્યામાં કેળવણી લેતી હતી, એક વખત તેણે પોતાની માતાનું બાળાવસ્થાનું ચિત્ર માગ્યું તે આપવા માટે એક મહાકારીગરીવાળી રત્ન જડીત બેકિમતી ન્હાની કનક પેટી મંગાવી, તે ખોલી, અને તે મધ્યેથી એક રત્નજડીત દાબડી કહાડી તેમાંથી પોતાની છબી હતી તે લાલણાને આપી. લાલણા તે લઇ ફુરસદે પોતાની માતાની મોહિની સમાન છબી ચિતરવાના હર્ખમાં છે, અને કાગળચું મહા જતનથી ઉખેડેછે તો તેમાંથી કોઇ પણ છબી કે મૂર્તિ નિકળવાને બદલે જોય છે તો થોડાક શબ્દોની લખેલી ગોળ કુંડળી અને તે ઉપર કાંઇ સંસ્કૃત શ્લોકો લખેલા તે શિવાય બીજું કાંઇ હતું નહીં ! તે કાગળ ને તે દાબડી લાલણા ઝડપથી ઉઠી પોતાની માતાને પાછી આપી તેણીની ભૂલ ભાંગવા જાયછે, તેટલાં તે કાગળને મથાળે **લાલણા** આ અક્ષરો વાંચી તે વિસ્મય પામી. તેણીએ એક આ નવાઇ માની તે કાગળ પોતાપાસે રાખી તે શું છે તે જાણવાની ઉતાવળમાં પડી. પોતાના નામ સાથ આ કુંડાળું અને તે પણ કાંઇ નવિ નવાઇને હોંશ ઉપજાવે તેવું જોઇ પોતે સં-

સંસ્કૃતમાં પ્રવીણ હોવાથી તે કુંડાળાના અક્ષરો ખૂબ કળાથી ઉકલાવી શીખી મારી ગઇ. તેણીએ પછી થોડા દિવસ રહી પોતાની માતાને જોતિશશાસ્ત્ર શિખવાની ઇચ્છા જણાવી. તેના પિતા મહારાણાએ પોતાની રાજપુત્રીની હોંશ ઉપર લક્ષ આપી પોતાના રાજ્યજોષીને બોલાવી તેણીને જોતિષશાસ્ત્રની તાલીમ આપવાને તાકીદ કરી. એક આખું વર્ષ તે રાજપુત્રી રાજ્યજોષી પાસ જોઇતો અભ્યાસ કરી તે કુંડળી પૂર્ણ ઉકલાવી પોતાને ભવ સમજી ગઈ અને આવતી હોનારતનો વખત ગણતી બેઠી હતી.

પોતાનો ભવ ને પોતાની કર્મરેખા જાણ્યા પછી તેણીએ ગાયન શાસ્ત્ર ઉપર અતિશય લક્ષ આપ્યું. તે વિદ્યાભ્યાસ માટે મહારાણાએ દેશદેશથી મહા ઉસ્તાદો બોલાવી પોતાની દીકરીને તેમાં અચ્છી પ્રવીણ બનાવી. જે સ્વર ને તાન તે લંબાવા શિખી હતી, તે જે પણ ઉસ્તાદોના સાંભળવામાં આવતાં તે દાંત વચ્ચે આંગળીઓ પકડતા અને તેણીને ખાસ ગાયનસ્વરૂપ માની માન દેતા હત. મહારાણાની એક રાજ્યગુણકા, જેણીના ગાયન માટે ઉદે પુરનું મોટું રાજ્ય તારીફ કરતું હતું, તેમજ તેણીનું રૂપ અથાગ ને નખરાં અપાર એથી તે કંચનીની મિજલસમાં હજારો મહા યુદ્ધશ્રી કુળના નરો વિરાજતા હતા. મહારાણો તે ગુણકાને પોતાના રાજ્યનો એક શૃંગાર સમજતો હતો અને તે તેવીજ ભક્તીમાન, સાધવી ને સત્યરૂપ હતી. તેણીને જ્યારે પણ કોઈ જોય ત્યારે તે જોગણ

જેવીજ પોશાક પહેરેલી અને વાતચીતમાં ભોળી, અબળ ને મયાળુ દિસે! તે રાજ્યકંચની રાણેતા માફક રાજમેહેલમાં કોઈ શુભ પર્વ કે તેવાંજ બીજાં શુભ ટાંકણાપર ગાનતાન કરવા બોલાવવામાં આવતી હતી. જ્યારે લાલબા ગાયન વિદ્યાથી અજાણી હતી, ત્યારેગાયનનાદિવાનખાનામાં તેણીને દાખલ કરવાને મનાઈ રહેતી હતી; પણ જે વખતથી તે ગાયનના હિસાબ ને આવભાવ ને કવિતા ગાવાને સમર્થ થઇ ત્યારથી મહારાણાએ રાજ્યકંચનીનાં ગાયન સાંભળવા આવવાની મનાઈ કહાડી નાખી. એ રીતે રાજ્યકંચનીના ગાયન ઓત્સવમાં લાલબા દાખલ થવાથી પોતાના પિતા ને માતા બે જણની સભા બદલે ત્રણની થઇ.

રાજ્યકંચની ગાયનની મહા નાજુકાઇ અતિ આવભાવ સાથ એવી કરી રહેતી કે લાલબા ગાયનની અસરમાં તદન ગર્ક ગઇ. આ વખતથી તેણી પોતાની બરોબરીની સખી સમ સ્નેહમાં બાહાજી પોતાના મહાવરામાં જે છુટાપણું, છટા ને છોક જોઇએ તે લાવવાના જાહેર ઉછાળા કરી રહી. આજ સુધી તેના શિખવનારા ઉસ્તાદો મરદ હોયાથી તેની અબળારૂપી આશનાઇના નેત્તરા ને કરના લહેકા ને કવિતના શબ્દ ને અર્થ માફકની અદાના અંદાજ ને સમજ હદ બહાર ઉઠાવવાને તે થોડી હિમ્મત ભિડતી; તેમ વળી મોટા ઉસ્તાદોથી તે ગાયન શોભતો આવભાવ શિખવવામાં પણ પડદો રહેતો. વળી તે રાજપુત્રી અને તે પણ એકની એક! આખા ઉદેપુરના મોટા રાજપાટની

માલીક થનારને ઉત્તમ છકેલ શૃંગારમાં ગાયન શિખવવાને મરદ ઉસ્તાદોની છાતી કેમ ચાલે? માટે તે ખામી લાલબામાં જન્મ સૂધી રહી જતે; પણ તેણીના કર્મમાં ગાયન શાસ્ત્રની ઉત્તમ તાલીમ લેવાનો શ્રેષ્ઠ નસીબ નોધાયલો હતો, તેથી તે રાજપુત્રીને રાજ્ય ગુણકાજેવી મહા ઉસ્તાદીવાળી અદા જાણનારનો સંબંધ થયો. વળી તે કંચની જાતે ઉંચ સ્વભાવની અને સત્યવળાણ મનવાળી હોયાથી રાણાને તે બન્ને વચ્ચે અડચણ નાખવા જેવું કાંઇ દેખાયું નહીં.

આ રીતે લાલબા . આગળ આપોગું જાણી તેવી, ઉત્તમ ગાયનકાર ને અચ્છી તાન અલાપ લેનાર નિવડી હતી. તે પોતાના કર્મને જાણતી હતી માટે તે આ ઉમરમાં પોતાના મન ઉપર આનંદને બદલે શોકને બેસવા દેવાને વધુ ઢીલી રેહતી હતી.

ભુજપતી તાજપાળ મહારાણી જહવેરબા તરફથી ઉદેપુરના મહારાણાના અતલગ સગપણમાં આવેલો હતો. તે બળિયાએ મહારાણાની જુવાની વેળાએ તેનાં મોટાં નામને છાજતી યુદ્ધ મારી મેહશુલ ને રાજની આબાદાની કરી દીધી અને એવો તાપ બેસાડ્યો કે ઉદેપુરના રાણાને મહારાણાનો ખેતાબ મળ્યો; પણ જ્યારે ઉદેપુર પુર તેજ ને બળમાં અતિ દિપી, ભરતખંડમાં ભાગ્યવાન કહેવાયું અને મહા મોહિની જહવેરબા સાથ ઉદેપુરનો માહરાણો હીંદુ બ્રહ્માંડમાં સૂર્યવંશી એકકો ખપ્યો, તે સમે કચ્છભુજપતિ બળિયા શૂરપાળ ઓચિંતા

યમલોક પધાર્યા તે કારણે તાજપાળને પોતાના વંશનો મૂગટ ધારણ કરવા પોતાના રાજમાં જવું પડયું. આ વેળા ઉદેપુરના મહારાણાએ ગર્વે છકી કીંવા બેખબરીથી તાજપાળની કોઈપણ લાયક ખાતરી કરી નહીં કે તેની દરબારે દરબાર વખણાયલી જબરી શમશેરને આવકાર દીધો નહીં. ઉદેપુરના મહારાણાની એ ચાલનો બદલો લેવા માટે તાજપાળને આ તક અનુકુલ હતી નહીં કારણ કે પોતાના પિતાના મર્ણની છેલ્લી ઘડીએ આવું અપમાન તેને મલશે એવી તેને બીલકુલ વકી નહીં હતી માટે જતી વેળા ઉદેપુરની રાણીને કહી ગયો કે "માતા સમાન મહારાણીજી! હું મારા વંશનું મૂગટ ધારણ કરવા મારે દેશ જાઉછું પણ આવતે વર્ષે મારા જબરા યોદ્ધાઓ સાથ ઉદેપુરને યુદ્ધ રણક્ષેત્ર કરી દઇ રાણાનો ગર્વ ભાંજીશ, અને જે મુખે મારા બળ ને વંશ ઉપર સ્થીર અળગપણું તેને વરશાવ્યું છે તે ઉપર હું મારા વેરની ધગધગતી આગ ફુંકીને એવું ભસ્મ કરીશ કે તેમાંથી એક મહા પદ્મની જહવેરબા શિવાય કોઈ બચશે નહીં!" આ ભાષણનો પ્રત્યુતર આપી રાણી જહવેરબા તે યોદ્ધાને શાંતી પમાડતે પણ તે તો તે મોહિનીની આંખ ઊંચી થાય તેટલાં તો મેહેલ બહાર જઇ તુરી ઉપર એક પળકમાં સ્વાર થઇ, પોતાને દેશથી આવેલા જાસુસ સાથ જેમ વર્ષારતુમાં પવન ને વાદળ સંગાથે દોડી ઉડયાં જાય તેમ ઉદેપુરની ભાગોળ બહાર નિસરતાં પોતાને રસ્તે પડયો.

મહારાણી જહવેરબા જબરા તાજપાળની વેરી ચેતવણીથી દિવસે દિવસે ગળાતી ચાલી. વળી આ વખતે તે ગર્ભવંતી હોવાથી પોતાના પ્રિયપતિ જયસિંહને પોતાને મન તાજપાળનું ભાષણ જેવું તેજ ને મજબુત પેઠું હતું તેવું સમજાવવાને અવકાશ કે આરોગ્યતા બન્ને સમાન સમે નહીં રહ્યાથી એ વાત કહેવાથી અલગ રહી. તે રાણીએ થોડા દિ પછી લાલબાને જન્મ આપ્યો અને હજી તે બાળક વર્ષનું તો થયું નથી તેટલાં એક રાત્રે ઉદેપુર તાજપાળના અગણિત યોદ્ધાઓથી ઘેરાઇ ગયું. તે મધ્ય રાત્રે તાજપાળનું એક બાણ જ્યાં રાણી જહવેરબા મહા શોકમાં બેઠી હતી ત્યાં તેણીના પગ પાસ આવી પડયું. પહેલાં તો જહવેરબા જેમ ચંદ્રની આસપાસ કાળાં વાદળાં ફરી વળવાથી તે જેવો દિસે તે સમાન સ્વરૂપ થઈ પણ તરત તે રત્નહંસ પિછાંના બાણ સંગાતે રેશમની કરચી વળગેલી જોતાં જેમ વાદળી ફરી જઈ ચંદ્ર અસલ તેજમાન થઇ રહે તેમ થતાંજ તે બાણ ઉંચકી તે કરચી વાંચી જોઈ પણ માહેની ચેતવણી જાણી અત્યંત બેચેન થઇ. તે બેચેની વધુ વેળા રહી નહીં કારણ તે કરચીમાં જણાવ્યા પ્રમાણે ત્યાં તે વેળા તાજપાળ શુદ્ધ લોખંડ જડાયલા દેવ માફક હાજર હતો. રાણીની નજર પડતાં તે આગલાજ માન સાથ નમતો બોલ્યો “ માતા જહવેરબા ! શું હુકમછે ? આ કરમાં શમશેર છે તે મારૂં વેર છે ! આ કરમાં કમળ છે તે મારૂં ઉદેપુર ઉપર હજી તેની

આગલી મને નજરાણું થયલી કેળવણી મારફતે ટકી ર-
હેલું હેત છે ! જે પસંદ હોય તે બોલો માતાજી ! જો
ચાહોછો તો આ ઘડી એક પળ પણ થતી નથી તેટલાં મ-
હારાણાનું મસ્તક આ જગ્યાએ છુટું થઇ આવી પડેછે !
અને મારૂં એક બાણ મારા લશ્કરમાં જઇ પડતાં એક
પલકમાં ઉદેપુર જેમ મેં આગળ જણાવ્યું છે તેમ શોક-
પુર કરી દઉંછું. મારા શૃષિગર પિતા મરણ પામે અને
મહારાણો મારી તરફ બેદરકારી દેખાડે ? શું આજ ઉદે-
પુર તેજ મારેછે તે તાજપાળની યુદ્ધ કળા શિવાય કાંઈ
બીજી ચમત્કારીક બાજી થઇછે કે તેનો આ તાપ છે ? જે
જતન, જે માતૃ પ્યાર, જે શ્યાણપત અને જે હિમ્મત મને
ઉદેપુરની મહારાણીએ નવાજી આજનો જબરો યુદ્ધ શ્રી
ખપાવ્યોછે, તે ખાતર પહેલાં તેની રજા હું માગુંછું. બે-
માંથી જે જોઇયે તે માગી લો ! ! ” રાણી જહવેરબા આ
વેળા લાલબાને હાથમાં ધરી ઉભી હતી, તેણીએ તરત
તાજપાળના હાથમાં લાલબાને આપી. જાંબલા રંગે તેજ
મારતા પોલાદ કવચમાં સજ થયલા તાજપાળના કરમાં લાલબા
એક ચંદ્રમા જેવી પ્રકાશી રહી. તાજપાળ તે સુંદર મો-
હિની બાળકને જોઇ છક થયો. જરા નરમ પડી તે બોલ્યો.
“ શું આ લાલ પ્રકાશ દઈ મારા હ્રદયને પિગળાવતું બા-
ળક ઉદેપુરનું વંશ રત્ન છે ? ” જહવેર બોલી, “ હા શૂરા
તાજપાળ એ મહા મૂલ્યવાન રત્ન બાળક અપ્સરા ઉ-
દેપુરના મહારાણા ને રાણી જહવેરના વંશની વારસ છે,

મહારાણા ખાતર નહીં, મારી ખાતર નહીં, પણ આ રત્ન બાળક ખાતર તું તારા કીનાને થંડો પાડ અને આ મારૂં વચન લે કે જ્યારે આ રત્ન બાળક મારી લાલબા પૂર્ણ મોહિની અવતાર અપ્સરા સમાન ખિલીને ઉદેપુરને યશમાન કરી રહેશે ત્યારે એ તારી પટરાણી છે; આ મારૂં વચન છે. આપણે બન્ને વંશ સૂર્યની શાખા છીએ. તાજપાળ આ તારા કીનાને આ પ્રેમમાં સમાવી દે. આ મારા વચનથી ગુસ્સો બદલી નાખ, અને જે મોટું લશ્કર તેં ઉદેપુરને ખાક બરાબર કરવા અને આ લોહી તરશી શમશેર જે મહારાણાઓ કાળ આણવા અને મને તે સંગાતે સતિરૂપે ભસ્મ કરવા લાવ્યો છે તે બદલે તું કાલ પ્રભાતના મધુર વરશાવી શોભી રહેતા સમે તારો સંદેસો મારી ઉપર ને મારા પ્રાણસમાન સ્વામી ઉપર મોકલ અને તું અમારા મિત્ર ને અમારા પોતાના જેવા મહારાણા જેવો ઉદેપુરમાં દાખલ થઈ અમને માન દઈ માન લઈ રહે."

તાજપાળ બોલ્યો "મહારાણી જહવેરબા! હું મારૂં વેર ને ભ્યોગ આ રાત્રની ગુપ્ત કાળીમાં હોમાવુંછું. હું ઉદેપુરની અમૂલ્ય રત્નમોહિની લાલબાને વરૂછું તેની નિશાનીમાં આ અમૂલ્ય લાલોનો હાર આ મારી બાળા પટરાણીને પહેરાવુંછું! શાક્ષી આ ઉપર આકાશ ને ચંદ્ર; શાક્ષી નીચે પતિવ્રતા જહવેરબા ને આ લાલબા ચંદ્ર. મારી સઘળી યુદ્ધ તૈયારી ને મારો સઘળો જોસ્સો ભૂલીને તે બદલે આ એક વચન મેળવી હું જેમ આવ્યો

તેમ મારે દેશ જઉંછું. હું ઉદેપુરમાં કોઈ કાળ લાલબા વાયે કાંઈ મેળવવા શિવાય દાખલ થનાર કે તેનું નામ દેનાર નથી. જ્યારે આ લાલ ઉમરે પહોંચે ત્યારે મારા ઉપર સંદેસો મોકલવો, ત્યારે ઉદેપુરના મહારાણા ને રાણીને તેની ગાદીને લાયક રોબ, નજરાણા, પહેરામણી ને ભજનના સાથે હું આવી મલીશ અને મારી અમૂલ્ય પટરાણી પામીશ. માત સમાન રાણીજી આ વચન મહારાણાને જ્યારે સમે બેસતો હોય ત્યારે આપ મ્હોંડ મ્હોંડ કહી મેલજો. આ બાળક મારો પ્રાણ થઇને મારી ચક્ષુમાં તેજ નામે છે." એમ કહી તેને કોમળ ચુમ્બન કરી પેલા લાલોના હાર તે બાળકને પહેરાવી રાણીને લાલબા આપી તે ગંભીરાઇથી નમીને આવ્યો તેવોજ ત્યાંથી ગયો. પણ તે જાય તેટલા તો રાણીએ લાલબાના અંગ ઉપર ઢાંકેલો મોતીનો રૂમાલ તેની સિંહ જેવા છાતી ઉપર લટકાવી દીધો. આ રીતે તાજપાળની મોહિની લાલબા સાથ સગાઈ થઈ હતી અને આ વચન ઉપર તાજપાળ સિંહ જેમ પોતાનું રાન પારકે હાથ જોઈ ગરજે તેમ ગર્જી રહ્યો હતો.

તાજપાળ આજ પણ મહા જબરો અને યુદ્ધરસી લોખંડ ઘડેલ, સ્વરૂપે શ્યામળો, ભરતખંડના યશમાં રોળતો લડવૈઓ હતો. વિક્રાળતાના સઘળા શૃંગાર તેને શરીરે પૂર્ણ દિપતા હતા. તેની બાજુઓ પાષાણના ઘડેલા બે થાંભલા સરખી ગાંઠોની નકશીથી ગુંથાઇ ગયલી ને ખરબચડી દૈત્યને ડરાવી રહે તેવી હતી,

તેનો પંજો તો દસ સિંહના વીસ પંઝા સાથ ટક્કર લઇ
શકે તેવો જબરો, પહોળો ને ભારે હતો. મહાસાગ-
નો મગરમચ્છ જો તે સંગાત લડત ભીડેતો તેનું ડાચું
જે તે જેમ માળણ કોમળ ડાળી ઉપરથી કુમળી કળી ચુંટી
તેમ થડથી જૂદું કરી દે. તેની આંખ્યો એવી તો વિક્રાળ
તે ન્યાળવાને મહાકાળો નાગ પણ હામ ધરે નહીં. તે એવી
વિષકુપા સમાન મહા ઘઠ અંધારી તેની ભ્રગૂટી
ચાયા માંહે લાલ ચમકારા કરતી ફરતી રહેતી હતી
રોષ દેવતાને પણ ત્યાં નજર કરવાને ડર પડે. તેના
અધર એવાતો લાલ પ્રકાશી રહેતા કે ઘડીભર કોઈ
ડીતની તે ઉપર નજર ગઈ તો તે નક્કી જાણે કે આ
લાલ પ્રકાશમાન અધરો વચ્ચે વેર જ્વાળા દબાવીને
તેની કાંઈક અગ્નિ જે તે માંહેથી બહાર નિસરીછે તેનો
પ્રતાપ તે લાલાસી છે. ગદા જેવી તો તેની હથેલી
છે. જેની ખુબસુરત છાતી એવી ખીલેલી, પહોળી ને બહાર
નિકળી ઢાલ સમ વાંકદાર દેખાય છે કે તે પાસ કોઈ
પર્વતના સરસ ભાગની કોતરેલી મોટી શીલા નિરજીવ છે.
તેની કમર પાતળી ને સિંહ સમાન મરોડદાર હોવાથી
તેની ચોવડી છાતીનો છોક અતિ સુન્દમાર જેવો શોભીને
તેની શમસેરની સોનેરી મ્યાન ને રત્નજડીત મુઠના શૃંગા-
રમાં તે એક માનવી સૌંદર્ય છે, વળી તેના પગ જબરા
હાથીના દસન જેવા યોદ્ધાને લાયક રીતે મડાઇને રણ-
સંગ્રામને રૂદનમાં ગરક કરતા હોય એવા ચપળ દિસતા

હતા. નખસીખ શોભામાં તાજપાળ કેવળ યુદ્ધાલંકાર જેવો હતો. તેની સો જબરા યોદ્ધાના ભાલાના ઘા ખાતે લેશ પણ વળે નહીં એવી પોહોળી ને જોરાવર પી ઉપર ગેંડાની ઢાલ ઓરવાઈ સપ્ત રત્નફુલથી ઝળકીં તેના જબરા તુરીની પોલાદી નાળના ચમકારાથી તેની યોદ્ધ મૂર્તિ મહા ટેકલ દેખાઈ તેના ધારેલા રણદાવમ હમેંશ જીત મેળવતી હતી. જેમ તે ઉપર વર્ણાવ્ય મુજબ બાહદૂર ને જબરો હતો તેમ તેનું સૈન્ય પણ ભારી હતું. જ્યાં તે ચઢાઈ કરતો ત્યાં તેની સેનાધિપતિની અવલોકન શક્તિથી તેની અપાર સેના તેના નામનો હાક પળ વચ્ચે સ્થાપન કરતાં જીત ને નજરાણામાં તેને કીર્તિમાન કરી દેતી હતી. વળી તે જે જબરા તુરી ઉપર સ્વારી લઈ રણમાં ઘુમતો તેની ચાલ વા સમાન હોવાથી તેનું નામ વિજળા પડયું હતું. તે પણ પોતાના ધણી જેવો જબરો ને તીખાં લોખંડમાં ગરકાવ થયલો રણમાં એવોતો કોપાયમાન થઇ રોળતો હતો કે લડાઈ તેના વિજળી જેવા અથંગ તેજ અને બેહદ કૌવતથી કાયર થઇ રહેતી હતી. તે મરદાનગીમાં જેવો કીર્તિવાન કહેવાતો હતો તેવોજ મોહબતમાં રસીક, ને બારીકીમાં સંપૂર્ણ સમજુ હતો. તે કોઈ કામ ઉતાવળું કે અવિચારી કરવાને તો જનમ્યો હતોજ નહી; પણ જ્યાં આબરૂ, પ્રેમ ને વચનની વાત આવતી તો તેમાં પોતાનો રેસ હક ખોહવા જેવી વાતમાં તત્કાળ

શમશેર ખેંચી ઉભો થતો હતો. હકવાજબી કે પોતાની આબરૂને લગતી વાતમાં રોમના હજારમાં ભાગ માટે લોહીનો વરસાદ વરસાવવો એ તો તેની ચાલ સઘળે ઠામે ઠામ પ્રસિદ્ધ થયલી હતી. તાજપાળ જ્યારેબી પોતાના મિત્ર રાજ્યો કે સેનાપતિઓને ભેટ કરેછે ત્યારે તે એવી તો તેને ગર્વ ધરવા લાયક બેહદ ને મોટી કરે છે કે તે માટે તાજપાળને ભરતખંડનો એકેએક રાજા કે રાણો ભારે ઈજ્જતથી વખાણતો હતો. આવા જબરા યોદ્ધા તાજપાળને ઉદેપુરના મહારાણા ઉપર આભુષણની ખંતી અંટસને લીધે વેર જામ્યું. તે એવું ભિત્તરમાંહી જામ્યું કે જેમ બરછી મ્યાન બહાર નિસરી ધારેલા શિકારના કાળજે નેમસર ફેંકાઈ આબાદ જઈ પેસે તેમ હમણાં તાજપાળના વેરની બરછી તેની મ્યાનથી બહાર પડેલી હોનેહારી નેમસર આબાદ ફેંકાઇ છે.

તાજપાળ જે રાત્રે તે મેહેલમાં આભુષણને સાંભળી આવ્યો હતો; તે પછીની પ્રભાતે પોતે કશું જાણતો નથી એવા ડોળે, મૃગ્યા મેદાનમાં પોતાને હાથે અજાણપણે ઓચીંતા જખમાઇ પડેલા પેલા રાજ્યગોરને પોતાના રખવાળોને સ્વાધિન કરી ત્યાંથી તેણે પોતાનો તુરી પોતાના રંગરાગ મેહેલ તરફ માર્યો. હજીતો આભુષણ ગાયનના મધુર તાન લઈ રહી છે અને પહેરેગીર પેલી બેભાન સ્થીતીમાં સુન મારી મન ચાહી લેહમાં પડયા છે, અને રાજા સમાન આનંદના નિશામાં પોતાને ભૂલ્યો છે ત્યાં તે આવ્યો અને તેને આભુષણ જાણે

તેમ તે પોતાના પહેરેગીરને આંખસે આંખ મેળવતાં ઇસારો કરી બોલાવ્યો. પહેરેગીર જેમ વશિકર્ણથી વશ થયલો નાગમદારીને તાબે થઇ ચાલ્યો આવે, તેમ પોતાના રાજાને જોતાંજ સઘળી મનહ, નીશો અને સત્તા ભૂલી જબરા તોફાની વાયુજોરે ધ્રુંજી રહેલાં નેતરનાં તરૂ સમાન થર થર કાંપતો તે પાસ જઇ ઉભો. તાજપાળ બોલ્યો "ધ્રુજ ના! પણ તું આ રીતિએજ ત્યાં સુધી હુ તને બીજી મુલાકાત આપું નહીં ત્યાં સુધી તારા પરોણાઓનું મન રાજી રાખ્યો જજે. જોઇયે તે ખાધખોરાકનો સામન મારા મુખ્ય રસોઈયા પાસથી મંગાવી લેજે જો ખબરદાર! ભેદ સંભાળ્યામાં કાંઈ કસુર થઇછે તો!" ભુજપતિના એ નવિન હુકમના પ્રતાપથી કસુમ્બામાં લહેરી થયલા પહેરેગીરે ગંભીરતાથી ડોક નમાવી; પણ જ્યારે તે એક ખાસી નિંદ્રા ખેંચી ઉઠયો ત્યારે તે મહાપશ્ચાતાપમાં ડુબ્યો, પણ બની તે બની કરી, પોતાને મળેલા હુકમ માફક અંદાજાસર આભુષણને તે મેહલમાં જોઇયે તેમ રહે તે માટે એવી બેદરકારી દેખાડી કે આભુષણબા પણ ઘણા લાંબા વિચારે તે પહેરેગીરનો મર્મ સમજી.

તાજપાળ ઉદેપુરના રાજ્યગોરને તેની રાણી ઉપરનો સંદેસો કહી પાછો વળતાં બીજે ફેરે રંગ રાગ મેહેલ આવી પહોંચ્યો. આ વખત પણ ઠંડી પ્રભાતનો હતો. આભુષણ આ વખતે પોતાનું દરદ ગાઈ ગાઈ નવધારા આંસું વરસાવતી લોચનોથી પ્રભાતને મોટી થતી જોઇ રહી

છે; આકાશ પળે પળ પોતાના માનીતા શૃંગાર, સૂર્યના-રાયણના વધુ ને વધુ પાસ આવી પહોંચવાના ચિન્હોથી જગતને જાગૃત ને ચિંતાતુર કરે છે; તૃવર ઉપર ચંડોળ ગાય છે ને નીચે મરઘો વાસે છે; વહાણું નખરાંબાજ ચાલ ચાલતુ હસતાં નેન કરતાં તેજની સાલુરીની સોડ ખેંચતું જાય છે; સુંદર પતંગ કળીની સુગંધીનું પહેલું ઠરેલું દવણુંદ સરી પડતું પિવા માટે તે ઉપર જોગી ધ્યાને બેસે છે; આભુષણ પોતાના ભવનું વહાણું એકાએક કેવળ અંધારામાં ગર્ક ગયું છે તે ઉપર વિચારતાં તેના કાળજાનાં દરદના ઉભરાના બુંદ તેના પાંપણે પાંપણ ટપકતાં તેના બસંત જેવાં જોબન ઉપરથી મોતી જેવા ચળકતાં લપસી પડે છે; તે સર્વે દેખાવ શાંત મને ભુજપતી જોઇ રહ્યો છે! સૂરસાગર ઉલટો પડેલો છે, તે પાસે આભુષણની તેની કંકુ જેવી લાલ પગની પાટલી ફેરવાઇ રહી છે, તે અરધા લેટલી જેવી પડેલી ખભે નાખેલી ડોકીથી આકાશના ફેરફારના દર્શન કરતી હોય એવી સ્થિતિવાળી જોગણ ચિત્ર સમાન સુંદરીને તાજપાળ સારો દિવસ જોતાં પણ એક સ્વર કાઢતે નહીં પણ તેટલાં અચાનક આભુષણની નજર તેની તે ઉપર પડી કે પોતાની આંખોના ગળતાં બુંદ લુછી નાંખી તે તરી બેઠી. પોતે તખ્ત ઉપર બેઠી હતી તેથી તે જરા મનથી ડબાઇ પણ તર્તજ તેની ડોક રત્નહંસ સમાન ઉંચી લંબાતાં ગર્વે ભૂલી. તે બોલી "મહારાજાધિરાજના લક્ષણ આપની સતેજ ભાનુ ઉપર

તિલક કરી રહ્યાં છે તેથી આપ આ નગરના પતિ હોય એવું અનુમાન થાય છે. આપ અનુપમ દિસો છો. આપણો ચેહેરો આપનું મહત્વ કહેનાર ગ્રંથ સમાન પોતાની ખાસ સત્તાનો તર્ક સેજે બાંધવાને કારણ થાય છે.” પછી જેવી વિજળી ઝળકે તેવી રીતે આસનથી ઉઠી ભુજપતિને તે મોહિની આભુષણે તખ્ત પોતાના અન્યાળા નેણે અર્પણ કર્યું.

તાજપાળને પ્રેમની વાર્ત્તા કે રસનાં ગપ્પાં થોડાં ગુમાવવાં હતાં કે તે તખ્ત ઉપર બેસે. તેણે તદબીરથી આભુષણને બે ત્રણ સવાલો મેલ્યા તેમાં તેની ખાત્રી થતાંજ કે તે જેવો આવ્યો તેવોજ વિર તેજ તાપે તુરી ઉપર ફરી ચઢી બેસતાંજ કે રાણી નેણસુંદરી પાસ, પોતાના ખાસ મેહેલ મધ્યે ગયો.

નેણસુંદરી પોતાને વાળેવાળ મોતી પરોવીને રત્નાશણગારમાં ગરકાવ પુનેમ ચંદ્ર સમાન તેજસહિત બેઠી હતી. તે પોતાના બળિયા પતિને પોતા સામે આવતો જોતાંજ મૃગસમ ઉડી ગળે બાથ ભીડી પડી: “સ્વામીરાજ આજ મારાં મોટાં ભાગ્ય કે હું મારો શૃંગાર સજ્યા પછી આપની છબીના દર્શનના શુકન પામીશું. આજ મારૂં મન મારા જન્મની બલીહારી નોધી મારી છાતીમાં ઉત્તમ ઉમંગ ખિલવશે.” તાજપાળ બોલ્યો “ઓ મારી વ્હાલી રાણી! આજ તારા જન્મની નવિન છબી શોકના કરમાં ચિત્રકળાની શ્રેષ્ટતા અર્પણ કરી મને ઉદેપુરના રાનમાં કે રણસંગ્રામમાં ખપાવશે.” નેણસુંદરી બોલી. “આ શ-

મ્હોમાં ઠંડા છે કે ત્રાશ એ મને સમજાતું નથી ! શું મારામાં ખુબસુરતી ને સ્ત્રી મોહિની ઓછી છે કે આપે ઉદેપુરની લાલબા ઉપર હ્રદય કુરબાન કર્યું છે ?" તાજપાળ આ નવા સવાલથી ગભરાયો, પણ તે દ્રઢતાથી બોલ્યો "મારી લોચન ! લાલબા તો મારા વેરની તૃપ્તીનું નજરાણું છે ! તે હું મુકીને કાયરમાં ખપીશ નહી" નેણસુંદરી બોલી "આ નિમિત્ત મારા કાળજાં ઉપર જેમ રણક્ષેત્ર પડેલા શૂરા ઉપર સુરી બેસે તેમ ચોંહોટયું છે." તાજપાળ બોલ્યો "મારા હૈડાંની હાર ! તે લાલબાને હું વર્યો તે પછી તને સાત વર્ષે હું વર્યો છું, છતાં તું મારી પટરાણી કહેવાયછે. તારા દરજ્જામાં લેશ કમી થવા દેનાર નથી. શું કામ તું મુંઝાયછે ?" નેણસુંદરીએ આસું ભરી આંખ્યોથી કહ્યું કે "સ્વામી મહારાજ શાંત સંસારમાં શસ્ત્રવિદ્યા ના ખેલો." "શૂરવીરનો ધર્મ કેવળ શસ્ત્રવિદ્યા છે" એમ બોલી તાજપાળ કોપી રહ્યો. પછી "શૂરવીર સ્વામી સંગાતે જળી મરવું એ પતિવ્રતા સ્ત્રીનો સતિધર્મ છે" એમ બોલી નેણસુંદરી ચક્રી સમાન સ્વામી હ્રદય સમાઈ રહી.

નેણસુંદરીના અતિ કોમળ વહાલે ભુજપતિ તાજપાળના શસ્ત્રને દયાળુ કરી દીધાં હોય તેમ પોતાના શસ્ત્રને પણ આનાકાની ભરેલાં થયલાં તાજપાળ પોતાને બદને જોઇ રહ્યો; પણ શૂરે પ્રેમને હાર આપી અને શૂરો તાજપાળ લોહીમાં સ્નાન કરવા કીંવા સ્વયંવરમાંથી પોતાની લક્ષપાણીએ પોયલી લાલબા લઈ આવી રજપૂત નાક ને ટેક

જાળવવા માટે નક્કી થયો. એ ભુજપતિ તાજપાળનો હુકમ થતાંજ ત્રણ લક્ષ સૈન્યે જોરસાભેર કુચ કરી. તેનો સેનાધિપતિ શૂરો તાજપાળ થઇને પોતાની તોપમાં ગરૂડનાં પીંછ ખોશી, તે પેલા વિજળા અશ્વ ઉપર પોતાની મહા શૂરી સેના સાથ ઉદેપુરના માર્ગે ગગડાટજ ગગડેછે. અશ્વ જાણે વા વલ્લા જાયછે, અને તેની નાગી શમશેર વિજળીજ પાડી રહીછે. નેણસુંદરી વિયોગના શોકમાં ગાંડી થઈ ગાદીના વારસ વિરપાળને ખોકી ઉપર ખોકી દેછે. તેને ગળે વળગાવી વળગાવી તાજપાળને જતો જોઇને સૂની થાયછે. પણ તે વિયોગ તે મોહિનીના મનને બહુ આકળો લાગતાં રાણી નેણસુંદરી પોતાના વડા પ્રધાનને મહા આગ્રહથી રાજ્યરક્ષક સ્થાપી તથા પોતાના અતિ રૂપાળા કુંવર વિરપાળને તેના હસ્તક આપી કરીને પોતે શસ્ત્ર સજી, એક રૂપાળો રજપૂત ઘોડેસ્વાર બની, પોતાના સ્વામી પાછળ હજાર જબરી રજપૂતાણીઓને રજપૂત લડવૈયાના પોશાકે લઈ નિસરી ચાલી.

આભુષણે ભૂજમાં થતો ફેરફાર તરત સમજી લઈ પોતાના સાજન્દાઓને સિપાઇઓનો પોશાક આપી તથા પોતે પોતાનો સ્ત્રી પોશાક અગ્નિમાં ભસ્મ કરી લડવૈયા મરદનો પોશાક અંગપર નાખી, તે પણ પોતા સાથ સાત તરવાર બાંધેલા સ્નેહી જેવા દિસ્તા સ્વારો સાથ ભૂજ પતિ પાછળ ઉદેપુર જવામાટે ધોરી રસ્તે પડી.

પેલી તરફ સ્વયંવરની ભારી ધામધુમથી ઉદેપુરનું આખું

નગર લગ્નસ્થાન સમાન શોભી રહ્યું હતું. દેશ દેશના મહાન રાજાઓ ઉદેપુર આવી પોંહોંચ્યા અને મહારાણાની પરોણાગતમાં રાજી થઇ ઠર્યા હતા. દિન ઉગતાં સેના, હાથી, રાવતી ને જર ખજાના લાદેલાં ઊંટો આવી પડયાથી તે સૂર્યવંશનું યશમાન ઉદેપુર ચિકાર થઈ ગયું. ઉદેપુરના રાજ્યગોરે મહારાણાના તરફથી જ્યાં જ્યાં નોત્રાં દીધાં હતાં તે સર્વ દરબારો તરફથી જે નજરાણાં ને શોગાતો મળી હતી તે સર્વ નજરાણાં તથા નોતરાંના જવાબોના લખોટાઓનો મોટો ઢગ ઉદેપુરના મહારાણાની હજુર મેલ્યો, પણ તાજપાળનો સંદેસો સમુળગો ભૂલી જઇ તે મહારાણાનો માનિતો થયો અને મોટી જાગીર પામી ન્યાલ થઈ ગયો. મહારાણી જહવેરબા પણ પોતાના પંદર વર્ષ આગળના વચનથી તદ્દન ગાફીલ રહી. રાણાને એટલો તો હર્ષ હતો કે તે ભુજપતિ તાજપાળ જેવાની કાંઇપણ દરકાર કરે! એથી થયું એમ કે તાજપાળનું ભારી સૈન્ય ધમધોકાર આવી પડયાથી મહારાણાને કાંઈ ખ્યાલ આવવાનું સાધન મળ્યું હોયતો તે ઉદેપુર ઘેરાયા માટે ચિંતાતુર થાય કે? તાજપાળના ત્રણ લક્ષ સૈન્યમાં હજાર હાથીઓ યુદ્ધ કળાના મહા કેળવેલા હતા, જેઓ વખત પડવે એક એક હુમલે, ફોજની ફોજ નાશ કરી મુકનારા હતા. હજારો ઉંટ ખોરાકી ને હથિયારની સામગ્રીના ભરેલાં તે મોટાં સૈન્યની સંગાતે હતાં. આખા સૈન્યના ચાર ભાગ હતા. ધનુષ્ય કસ, ગદ્દામાર, શમશેરમાર ને ભાલા ફેંકનાર એ

માફક ચાર ભાગ થઇને તે દરમ્યાન ઘણાજ બાહોશ સેનાપતિઓ, જેઓ રણમાં જશ ખાટી આવેલા ને વળી યુદ્ધ કળાના પ્રવિણ ને નેમબાજ હતા. તે સેનાથી રજપૂતાણાનું રેતીનું રણ ધ્રુજવા લાગ્યું. આકાશ કાળું થઇ જઈ કોપ વરસતો હોય એવો ડરામણો દેખાવ મારી રહ્યું. જંગલના માંસ ભક્ષક પશુ પંખીઓ તે સૈન્ય જોઇ ત્રાશ પામી રહ્યા પણ ઉદેપુરને કશી ચેતવણી થઇ નહીં! ઉદેપુર તો રાજા, મહારાજા ને રાજકુમારોથી દિપાયમાન આનંદક્ષેત્ર થઈ ઉમંગમાં ગર્ક થયલું હતું. મહારાણો પોતાની વહાલી લાલબાના સ્વયંવરનો ઓત્સવ લગોલગ આવ્યાથી બહુજ ખુશ ખુશ રહેતો હતો. એ અરસામાં એક બનાવ બન્યો તે ઉપરથી ઉદેપુર ત્રાશ પામી રહ્યું. તે બનાવનો ભેદ આ છેઃ તાજપાળે બે વિશ્વાસુ જાસુસોને પોતે ઉદેપુર જઇ પુગે તે આગમચ ત્યાં મોકલી આપ્યા હતા કે તેઓ જઇને ગુપચુપ રૈયતને જણાવે કે 'ભુજનો તાજપાળ એક મોટાં લશ્કર સાથે ઉદેપુર પર ચહડાઈ લઈ આવે છે તેથી રૈયતે પોતાના બચાવ માટે ઉદેપુર છોડી જવામાંજ તેઓનો બચાવ છે' તે જાસુસોએ ઉદેપુર આવીને રૈયતમાં તરત જાણ કીધી તેથી રૈયત ઘભરાઈ; તેમાં વળી સ્વયંવર માટે બાહરના રાજાઓ તથા તેમના લશ્કરથી શેહરમાં મોઘવારી ચાલી રહી હતી તેથી પણ રૈયત કચવાયલી હોવાથી શરૂઆતમાં એક બે દિવસ તો થોડી થોડી રૈયત ઉદેપુર છોડી ચાલીપણ પછી તો ભય પામી રૈયતનાસંગના સંગ ઉદેપુરથી નિસરી ચાલી અને કાલ સ્વયંવર થનાર હતો તેમ

તો મહારાણાએ જાણ્યું કે ઉદેપુરના સઘળા અસલ રહીશો આસપાસના ગામમાં જઇ વિસામો લઇ રહ્યાછે ! અને શહેરમાં જે છે તે ફક્ત નોતરેલા રાજા, મહારાજા, ને રાજકુંવરો તથા તેઓ સાથ આવેલાં લશ્કરોજ છે. મહારાણા આ સાંભળી ખેદ પામ્યો તોપણ પોતે તેનું કારણ શું તેનો બરાબર તપાસ કરવામાં ગાફેલ રહ્યો. એક મધ્યરાત્રે ઉદેપુર, ત્યાં આવેલા રાજાઓના નાચ રંગ રાગથી રિઝતું ને ને ખુશાળી કરતું હતું તે વેળા મહારાણા પોતાની પટરાણી જહવેર ને પોતાની ગાદીવારસ લાલબા સંગાત બેસી સ્વયંવરની રચના માટે વિચારેછે, તે દરમ્યાન ઉદેપુરમાં વસ્તી રૈયતની રોજ વાત નિકળતાં તે શહેર તજી ગઇછે એમ જાણી જેમ કોઇ તકશીરવાર મહાન પર્વત ઉપરથી પોતાની શિક્ષા માફક ગગડી પડતાં ચોંકી બેભાન થઇ જાય તેમ અતિ સ્યાણી કમળ કાન્તિ જાહવેરબાની સ્થિતિ થઇ. લાલબા માતાની એ સ્થિતિ જોતાંજ ચંપેલી સમાન ફિક્કી મારી ગઇ. આ દેખાવે પણ મહારાણા પોતા ઉપર આવી પડનારું તોફાની વાદળ સમજ્યો નહીં.

આ બનાવથી પણ મહારાણા સ્વયંવર ઓત્સવની રંગજકમાં હોવાથી બેફામ રહ્યો. લાલબા પોતાની માતાનો ચહેરો જોઇ ધાસ્તી ખાઈ પડતે, પણ પોતે મહાચતુર હોવાથી રજપૂતાણાની તે સ્યાણી રાજપુત્રીએ મહા ધીરજથી ઇલાજ કરી તે મૂર્છા ટાળી. તે રાત્ર લાલબા પોતાની માતા સાથેજ રહી. જહવેરબા પોતે મૂર્છા પામ્યાનો પસ્તાવો કરી

પછી એવી તો શાંત ઠરી ગઈ કે પ્રારબ્ધને આધિન થઇ હોય એવી તેની મુખ રેખા કહી આપતી. તેણી વ્યાકુળ થઈ પોતાના મનમાંજ ઘેરાઇ ગઈ. તેણીએ તરત પોતે પોતાને મન ગુન્હો પામી જઈ વિલાપને શોકમાં બદલી નાખ્યો. સારી રાત તો તેણીએ ઉદેપુરને ચારે પાસથી જોયા કર્યું પણ શોચ કરતાં. પોતાના મનને શોચ કરવાનો કોઈ દૃઢ પાયો જણાયો નહીં. ધારેલી પ્રભાત થઈ અને ધારેલી અવસર નમીને હજુર આવી ઉભી ! રાજ્યજોષીએ મુહૂર્ત આપ્યા પ્રમાણે એક જરીની વિસ્તાર રાવટીમાં સ્વયંવર ભરાવા લાગ્યો. તે રાવટીના ત્રણ ખંડ કર્યા હતા. વચ્ચમાંના ખંડમાં મહારાણાના તખ્ત પાસેથી જમણી ને ડાબી બાજુ તખ્તો ગોઠવાઈ તે ઉપર બેસનારા રાજા મહારાજાઓનાં છત્ર ને રાજ્ય નિશાનો ઠરી રહ્યાં હતાં. ઠેરવાયલા સમે સઘળા મુગટધારીઓ આવી પોતાને સિંહાસને ઠરી બેઠા. તે પછી મહારાણાના જમણા ખંડમાં લશ્કરના સેનાપતિઓ ને નામાંકિત નરો હાથીદંતની બાજઠીઓ ઉપર આવી ઠર્યા અને ડાબા ખંડમાં જોનાર તમાશગીરો, શેહેરના કે પરદેશના, આવી ઉભા રહ્યા. આ મહાભારત રાવટી બીજી ઘણીક નાની મોટી-રાવટીઓ સંગાતે એવી તો વિશાળ ને બહોળી ખેંચાઇ હતી કે જો તે માંહે કામ પડે તો અર્ધલક્ષ મનુષ્ય રહી શકે. તે મહાન રાવટીના એક ખંડમાં એવીતો અચ્છી ચિકત રાખી હતી કે તે ખંડમાં બિરાજેલા સઘળા રાજા.

મહારાજા, ને પાટવીકુંવરોની નખસીક શોભા ઝરૂખે ઉભેલી લાલબા જોઈ મનપ્રસન્ન સ્વામી વરે. આ મેળાવડામાં અનળરાય પોતાના રોપ સાથ મહા સાદાઇથી ઉભો હતો. તે સરદ પુનેમચંદ્ર સમ શોભીને તે મહાભારત સ્વયંવરમાં સર્વેની આંખો પોતા તરફ ખેંચી રહ્યો; તે પોતા પાસે મહા સાદાઇથી સિંહાસનપર શમશેરપર કર રાખી બેઠેલા અજમેરના અમૃત્તસિંહને જોઇ હસી બોલ્યો કે "આભુષણ! તેં શું આ નવીન શૃંગાર કર્યો છે!" અમૃતસિંહ બોલ્યો "બળિયા અનળરાય! મારી બા આભુષણ! સુખી છે? માતાએ આપને ખેમ કુશળના સમાચાર પૂછવાને મને તાકીદ કરી હતી, પણ આપે આભુષણની જાણ દીધા વિના મને તે આ ભારી ઠાઠમાઠવાલા સ્વયંવરમાં યાદ આવતેજ નહીં." અમૃત્તસિંહ અજમેરની ગાદીનો વારસ ને આભુષણનો ભાઇ થાય; પણ અનળરાય તો તેનું મુખ કેવળ આભુષણ જાણીજ વિચિત્ર રીતે ઉસ્કેરાઇ બોલ્યો તેમાંથી આ નવીન વાત નિકળી આવ્યાથી તે ફગળાઇ ગયો. તે બોલ્યો "ભાઇ આપ મને ઓળખ દ્યો!" અમૃત્તસિંહ તે સાભળતાંજ લાલચોળ થયલો બોલ્યો "શું અનળવાડનો અનળરાય તે અજમેરના અમૃત્તસિંહને ઓળખે નહીં? શું અનળરાયની પટરાણી આભુષણબાનો સ્વામી પોતાના બળિયા, બેવડી સગાઇએ બંધાયલા, અતલગ સગાની ઓળખ માગે? અનળરાય હું અજમેરના રાજ્યનો વારસ ને તમારી પટરાણી આભુષણબાનો ભાઇ અમૃત્તસિંહ છું!"

અનળરાય આ સાંભળી ફાળ ખાઇ મૃત્યુ ગ્રહન કરે તેવા મનુષ્ય જેવો ફિકો મારી ગયો; તે આભુષણને આ એક વાકયમાં ઓળખી પશ્ચાતાપમાં ગરી ગયો છે તેટલાં શુદ્ધ લાલોના નખસીક શણગારમાં ગરક થયલી લાલબાએ અતિ તેજ કાન્તિએ દિપતા અનળરાય ઉપર વરમાળ ફેંકી; પણ તે અનળરાય લે તે આગળ 'ખબરદાર'! એવો વાદળના કડાકા સમાન પોકાર થતાંજ કે એક લોખંડ કર લંબાઇ તે માળા ઝીલાઇ! તે વરમાળ ગળે પહેરતાંજ એક જબરા યોદ્ધાએ તત્કાળ એક કનક લેખ તે સ્વયંવરમાં ફેંકયો, જે ઉપર ઉદેપુરના મહારાણા ને મહારાણીના વચન ને સીલ થયલાં હતા. તેમાં આ એક લીટી હતી કે "ભુજપતી તાજપાળને ઉદેપુરની લાલબા વર્યાનો લેખ થાય ત્યાં સૂધી આ લેખ તેની જગ્યાએ સમજવો. વય લાયકની થતાં તલગ રાજકુંવરી લાલબાની ઉદેપુરની મહારાણી જહવેરબા જતન કરશે." આ જોઈ વાંચી તથા સાંભળી સ્વયંવરમાં બિરાજેલા સઘળા મૂગટધારીઓ ગગડી ગયા, પણ અનળરાય પોતાનો જંબિયો કાઢી ઉઠયો. ઝરૂખે લાલબા પાસે ઉભેલી જહવેરબા તે જોઇ કેવળ કપૂર સમ ઉજળી ફિક્કી મારી ગઈ.

સ્વયંવરમાં બિરાજેલાઓએ શમશેર મ્યાન બહાર કાઢી એક તોફાન જેવા છેડાયા. રાજવંશી ધારો એક મહા યોદ્ધા, રાજવંશીએ તોડયો એની શિક્ષા માત્ર શમશેરજ કરી શકે પણ તાજપાળના ત્રાશે, તેના હક, માટે એવો તો લાલ અંગારા સમ તપીને તે સ્વયંવરને કંપાવ્યો, કે લાલબા મહા ભય

પામી તાજપાળને જોઇ પોતાના પ્રારબ્ધનો પંઝો કેવો શક્ષ પડયોછે તે તુરત સમજી. તેના નેનોમાંથી વિજળી પ્રગટ થઇને તાજપાળને ભસ્મ કરે તે આગળ અનળરાયે દૈત્ય સમ પોતાનો ખૂની જંબૈયો તેની ઉપર ફેંકયો, તાજ-પાળે તે જંબૈયાને લડાઇના મંડાણુ નિશાનમાં લઈ મહા-નાશકારક રણુસિંગડું ફુંકયું કે ઉદેપુરની ભાગોળના દરવા-જામાં તે ભુજપતિની ત્રણ લક્ષ સેના કોઇ કાળા ભય સમાન ગંભીર ને ગુપચૂપ પેઠી. તેના ઉમંગમાં તાજપાળે પોતાનો લાંબો ભાલો વચમાંથી પકડી એવાતો પાકા પેજથી પોતાના જવાન હરીફની છાતીપર ફેંકયો કે તેના બખતરની કડી ભેદી અધર તે ઝિલાયો. અમૃત્તસીંહે તો જોઈ સિંહ માફક તે ભાલાને અનળરાયની છાતીમાંથી ખેંચી કાઢતાંજ તે, પાછો તેણે તાજપાળ ઉપર ફેંકયો, જે એક અપ્સરાસમ જુવાને જેમ માલણુ કોઈ કોમળ કળી ચૂંટી લે તેમ ઝીલીને મંદ હાસ્ય ને વહાલ દઈ મ્હો ફેરવ્યું. અ-મૃત્તસિંહ તે શિકલ જોઈ ચોંકયો કે "આ શું મહારી વહાલી બા આભુષણુ ! !" પણુ તેટલાં જેમ તીડોના ટોળે ટોળાં કોઈ અનાજના ખિલેલાં ખેતર ઉપર આવી પડતાંપલકમાં તે ખેતરને ઉજડ કરી દે તેમ તાજપાળના લશ્કરે તત્કાળ ઉદેપુરમાં આવેલા રાજા રાજેન્દ્રને તથા તેમના સંબંધી વગેરે રસાળા ને લશ્કરો ઉપર બાનની વૃષ્ટી કરી. એક તરફથી તાજપાળના યુદ્ધશ્રી સૈન્યથી ધન-ઘોરતા થઈ રહેલી તે દરમ્યાન સૂર્ય નારાયણુ પણુ ઓચિંતા

આકાશથી બેમાલૂમ થયો અને ત્યાં ભયનાક અંધારી રાત્ર ખાણુખાણુ થતી પ્રગટી રહી. આ અંધારીમાં ડાકણુ ને શાચ ત્યાં તે સ્વયંવરના સુંદર સ્વરૂપાળ ભૂપતીઓના લોહીની ગંધથી ઉસકેરાઇ શહેલ કરતાં આવ્યાં હોય એવો ત્યાં તાજપાળે ને તેની સેનાએ કાળ વરસાવ્યો હતો તેની હરીફાઇમાં બીજા જબરા યોદ્ધા તથા રાજાઓ ઉપર કાળ વ્યાપી રહ્યો, એમ કહીશું તો તે માન્ય થઇ શકે ખરૂં; સબબ કે શહેર માંહે ગરતાંજ તાજપાળના બાણુથી ઉદે-પુર વિંધાઇ ગયું. મહારાણુા દિવાના હાથી માફક અહીંથી તહીં પોતાની જબરી તરવાર લઈ ભુજના લશ્કર ઉપર મંડયો પણુ તાજપાળને મન વસેલા કીનાની જ્વા-ળામાં પશુપંખી તો શું પણુ નામે એક ઝાડ કે વેલો કે ઝાડી પણુ બાકી રહી નહીં. હવેલી ને મોહલાઓમાં હરખ-ભેર આવેલાઓ લોહીમાં ગર્ક જઈ એક ઝુંપડી પણુ સા-બેત રહી નહીં. તાજપાળના સૈન્યે સેજમાં ઉદેપુરના મ-હારાણુાના સ્વયંવરને લોહીનો પાતાળ સાગર કર્યો, કીંવા લોહીનો મહાસાગર ત્યાં કોઇ ઇશ્વરીકોપથી ઓચિંતો કાંઇ ફેરફાર થઇ પ્રગટ થયો હોય અને ઉદેપુરનો ગઢ ગગડી પડી તે માંહે ડુબી ગયલી માનવીની લાસ સમાન ઉપર તરી નિકળ્યો હોય અને તે નામાંકિત શહેર લોહીનો મહાસા-ગર બની લખો ભાલા, લખો યોદ્ધા, લખો તરવાર અને લખો ઢાલ તેમાં રમત્યાલ, બાળકોની રીતિએ, તરી મઝા મારતી હોય યા કોઇ કાળ સમ તોફાનના સંયોગે પોતાનું

બળ ને તેજ તે લાલ જળમાં ઝળકાવતી હોય, એવો શો॰ કાતૂર દેખાવ થઇ ગયો. મુએલા યોદ્ધા અસલ અંગથી બેવડા ફોલી ફુલીને માનવી આકૃતિમાંથી દૈત્યની આકૃતિમાં બદ-લાઇ ગયા હતા.! જહીં તહીં નિર્મળ પાણીના કુવામાં જીંગ્યાં માફક યુવાન શરિર લોહીમાં ડુબી જઇ મુડદાં થઇ ઉપર તરી નિકળેલાં દેખાતાં હતાં, જે આજ ઉદેપુરની મિલકત ને ગરૂરી બની હતી !

સાત કલાક સુધી યુદ્ધ મચી, ઉદેપુરને. ઉપર કહેલો હાલ બન્યો ! પણ મહારાણો, અનળરાય, અમૃત્ત સિંહ ને તાજપાળ હજારો ઘા ખાધેલા, ખાર ભરેલા ગજબ જેવા વેરસીઓ બની તે દરમ્યાન જાણે ઉદેપુરની નિશાનજ ના-બુદ કરવા સમાન તે દેશ ઉપર મથ્યા. સાંજ એવી કાળી થઇ હતી કે તે પૃથ્વીનો અંત તે પોતાના કરમાં લઇ આવેલી હોય એવી જબરી અંધકાર ભરેલી પ્રગટ થ-ચલી જણાતી હતી. તે વખતે મહારાણો તાજપાળના લ-શ્કરમાં તલવાર ફેરવતો ને હજારોને ભોંયપર નાખતો તાજપાળ સામે આવી લાગ્યો ને બોલ્યો:

“ સમાલ ! મારી શમશેર ઓ ભુજડા; !! તેં મારૂં સર્વ-સ્વ લુટી હરાજી કરીછે તેમ તું પણ લુટાઇ હરાજ થયો એ મને આનંદ છે. ” પણ તેની શમશેર કોઇ દૈત્ય પ-ર્વત ઉઠાવે તેમ તેનો કર ઉગામે તેટલાંત્યાં અનળરાય આવી લાગ્યો. તે રોમ રોમ ઘાયલ થયોછે, તેને રોમ રોમ રૂધિરની ધારા ફુટી રહી છે; આંખ્યોની પાંપણે પાંપણ લોહી ટપકે

છે. નથી તેને આકાશ જણાતું કે નથી તેને ભૂમી નજરે આવતી એવા બળમાં ને વેરમાં ખીલી જઇ તે કેવળ યમ અવતારજ તે બની આવ્યો હતો. તેને મહારાણાને ધરતીકંપ જેવો ખોખરો, ખવીશ સાંભળી પ્રાણ તજે તેવો, જબરો પોકાર મારી કહ્યું "દુર રહે ઉદેપુરના મહારાણા ! એ યુદ્ધ મારી છે મને આ તાજપાળની છાતી ફાડી લોહીનો ખોબળો પીવો છે." એમ બોલતાંમાંજ તેણે પોતાની છાતીનો ઘા દેખાડી તાજપાળને બોલાવ્યો કે "ઓ યોદ્ધા એક સૂર્ય નારાયણ મોહી પડે તેવી અપ્સરાની વરમાળ માટે મારી ઉપર તેં આ દુષ્ટ ઘા કર્યો તે તને લાયક છે ! પણ મારો આ ઘા તને કરૂં તેમાં હું નાલાયક કામ ઉપર મંડયો એમ કોઇ કહેનાર નથી !" સિંહનો સીનો તુર્ત ફાટે એવો તેનો તિક્ષણ ભાલો હવામાં ઘુમ્યો પણ તે તાજપાળનો વધ કરે તે આગળ એક અપ્સરા સમાન સુંદર યોદ્ધાએ ગંભીરપણે ચંડોલ સમાન વાણીએ અનળરાયને જવાબ આપ્યો કે "ઓ ભુલા પડેલા શૂરા તેં પ્રથમથીજ મહાપાપ કર્યું છે કે બીજાને અર્પણ થયલી, જન્મથી લગ્ને સંધાયલી સુંદરીની વરમાળ લેવામાં તેં જે કર્યુંછે તે મહા દુષ્ટ પાપ તારા વંશનો છેડો લાવેછે" એમ કહેતાંજ તે યોદ્ધાએ અનળરાયનો ઘુમાવેલો ભાલો પોતાની તરવારના ફટકાએ અધવચથી છટકાવી તે કપાઇ ગયલો અરધો ભાલો પોતાને કર ઉઠાવી કહ્યું. "અનળ તારી આયુષણનો કીનો સંભાળ !" કે ઘા ખાધા આગળ તે જબરો

અનળરાય જે લગભગ નવ કલાક સુધી યુદ્ધમાં નિભીને વેરનો કેર વરસાવવા લાયક જોરમાં ટકી રહ્યો હતો તે સેજેજ પોતાના પર્વત સમ પણ બાલેબાલ ધનુષ્યની ટોચ ખુંચી લોહી લુહાણુ થયલા વફાદાર અને જબરા તુરી ઉપરથી મુર્છા ખાઇ પડ્યો અને તેજ પળે તે બિચારો સ્વર્ગે પોહોંચ્યો ! અમૃત પોતાની બેહેન આભૂષણથી અનળરાયની કહાણી સાંભળી તથા તેનો અંત જોઇ પોતાના ઉતાવળા કાર્યનો પશ્ચાતાપ કરતો તે ઘાયલ શરીરે પોતાના બે ચાર બચેલા સ્નેહીઓ સાથ પોતાની રાજધાનીને માર્ગે પડ્યો. માહારાણો આ બનાવ જોઈ બેશુમાર ઉસ્કેરાયલો પોતાનો કર મહામુશકેલીએ શમશેર સાથ તાજપાળ ઉપર લઈ ગયો પણ તાજપાળના જોર પાસ ઉદેપુરનો રાણો હરીફ હતો નહીં તેથી તાજપાળે તેની હરીફાઈમાં પોતાનું નામ ને કીર્તિ જાણી નહીં. તેટલા માટે તેણે રાણાને ઇજા કર્યા વિના તેમજ પોતાનાં લશ્કરને પણ તેને કાંઈબી ઈજા કરવાની મનાઈ કરી મેહેલ તરફ પોતાનો વિજળો તુરી મેલ્યો. રાજમેહેલમાં તે ઉમંગભેર દાખલ થયો. ત્યાં મોતીના સિંહાસન ઉપર માહ શોકકારક ગાયન ને રાગ મચાવતી કોઈ અદ્ભુત સ્વરૂપવંત અપ્સરા દિલગીરીમાં ગર્ક બેઠી હતી, તે લાલબા હતી! તેણીને જોઈ તાજપાળ તેની સામે જેમ દિપક પાસે પતંગ્યું છક થઈ ઠરે તેમ જોતો ઉભો. તેની હામ થંડી પડી ! તે લાલબાનું સ્વરૂપ જોય કે તેને પોતાની વહાલી નેણસુંદરી સાંભરી આવે. એમ ઘણી વેળા ગુજરી, રાત્ર બાર ઘટીકા

ઉપર આવી. તાજપાળ આ વખતે આકાશમાં જોયછે તો ચંદ્ર ઝાંખો પ્રકાશતો ઉદેપુરની જુધ્ધ ઉપર રૂદન કરતો હોય તેમ તેને મન ગમગીની વસી. તેની નજર મેહેલ સામે ગઈ તો ત્યાં તેણે આભુષણને અનળરાયનાં સબને ચંદન ચેહમાં મેલી તેની આસપાસ ફેરા ફરી અનળરાય સાથ સતિ થઈ જળતી જોઈ!

ફરી તેની નજરે પરદેશી રાજા મહારાજાઓ જેઓ સ્વયંવરમાં આવેલા હતા તેઓ સંગાતે તેની સેના જીવપર બાજી ખેલતી જણાઈ કે તે રાજમેહેલથી પોતાના ખ્યાલમાં ને ખ્યાલમાં ઉતરી પડી, વિજળાપર ચઢી બેસતાં પાછો યુદ્ધમાં મચ્યો. બીજો દિવસ થયો, બપોર થઈ ને વળી સાંજનો સમો પ્રગટયો કે તેની જબરી સેના પોણી કતલ થઈ ત્યાં યશ ખાટીને પડી હતી. રાત્ર થઈ અને વળી યુદ્ધ ધમધુકાર મચી. અમરનામ ને યશ ખાટીને જીવપર આવેલા લડવૈયા મૂગટધારીઓ શમશેર ખેલી યુદ્ધમાં પડતાં ત્રીજી પ્રભાત થઈ! અને ઉદેપુર કોઈ દૈત્યોના ભક્ષથી સાફ થઈ પડેલાં મસાન સમ સુમસામ થઈ ગયું. સ્વયંવરમાં બિરાજેલા સઘળા મુગટધારીઓ પોતાને છાજતી મરદાનગીમાં મેદાન માંહે યુદ્ધમાં પડયાછે. જ્યાં ત્યાં પ્રભાતનું ઉજ્યાળું ઝાંખી ચંદની સમાન પ્રકાશમાં તેની શૂરી સેનાના પડેલાં શૂરવીરો સુતેલા તેને ઈસારો કરી કાંઈ ઇનામની ઉમેદે બોલાવતા હોય એવો તેને ત્રાશ પડેછે. તેટલાં તાજપાળની નજર મસાન થયલાં ઉદેપુરના યોદ્ધા રાણા સામે પડી તો

હજી રાણો યુદ્ધભેર શમશેર પકડી ઉભોછે અને પોતાના હરીફને બોલાવતા જેવા ચેહેરે હિલતો હિસેછે. ત્યાં તાજપાળે વિજળો માર્યો અને પાસ આવી બોલ્યો:—"શૂરા રાણા તેં રાજહિણકર્મ કરી ત્હારી શ્રેષ્ઠા નીચી કરીને નાંખી છે, મને વરેલી અને દીધેલી એવી જે પવિત્ર લાલબા તે તેં શું સમજી સ્વયંવર રચી તે માંહે બીજાને માટે ફેરવી ?" રાણો બોલ્યો હું "બિનતકસીર છું હું એ કાર્યથી તદ્દન અજાણ્યોછું. તાજપાળ તેં જ્યાં જુવાની ને યુદ્ધ કળા મેળવી ત્યાંજ આ લોહીનો તમાસો ખેલ્યો છે એ તને ને તારા કુલને કાળો કલંક છે." તાજપાળ બોલ્યો "ઓ રાણા જો હું જાણતે કે લાલબા મારી પટરાણીછે એથી તું અજાણ્યોછે તો હું આ યુદ્ધ રંગબાજી કીચીંત રમતે." રાણો બોલ્યો "તાજપાળ! હવે આપણ આ ઉદેપુરમાં બે પ્રાણ બાકી છિયે માટે ઉઠાવ ત્હારૂં શસ્ત્ર ને વાહડ મને કે જો હું બચ્યો તો તને વાહાડી કાપી છીણ છીણ કરીશ." તાજપાળ બોલ્યો "ઓ સૂર્યવંશી શૂરા જબરા મહારાણા હું સૂર્યવંશી થઈ કોઈ કાળ આ મારી ભુલ જાણ થયા પછી તને ઘા કરનાર નથી, પણ તું લગાર ખમ! રાજ મેહેલમાં હું એક છેલ્લો પ્રવેશ કરી તારી પાસ તારા કિનાનો ભોગ થવા માટે આવુંછું." તે તરત વિજળો ફેંકતો મેહેલને દરવાજે કુદી પડ્યો, અંદર ગયો, પણ તે માંહે પેસે તેટલાં તો નેણસુંદરીનો ફિક્કો ચેહરો તેના જોવામાં આવ્યો. તે આ કૌતુક જોઈ તાજુબીથી તેને

મેહેલ બાહેર નિસરી મળવા ચાલ્યો, તેટલાં તો કુદરતે તે ઉદેપુરનો રાજમેહેલ પોતાને હસતક લેવા તે ઉપર એક જબરી વિજળીનો એક મોટો કડાકો પાડયો. તાજપાળ ત્યાંથી નિકળેલો નેણસુંદરીની છાયાં પાછળ ભમાઈ ઘસ્યો જતો હોય એમ તે ફરી ઉદેપુરના ઘોરી મેદાનમાં જ્યાં લખોલખ શુરાઓ ઘા ખાઈ મરણ પામેલા પડયાછે અને રાણો હજનેરા ઘાથી ઘાયલ થયલો પણ એક રાક્ષસ સમ ષડ જેવો તે બનાવ જોયછે ત્યાં આવી લાગ્યો; કે જગત ગર્ક થઈ હોય એવો તડાકો થઇ લાલબાવાળો રાજ્યમેહેલ ધરતીકંપના કાળના વ્યાખ્યા સમાન આચકા સમેત ભુમીમાં ગયો, અને તે જોતાંજ મહારાણો એક આકાશ ભેદતી ચીશ મેલી તાજપાળની સામે પરવતજ ગગડી પડયો હોય તેમ પડી મર્ણ પામ્યો! આ વખતે એકલો તાજપાળ મર્ણ પામેલાઓ વચ્ચે ઉભો! શૂરાઓની મૂર્તિઓની નવ લક્ષ તુમરી ગણતાં તે એક હાય મારી કઇ આગાણીત ઘા ખાઇ નબળો થયલો પોતાના વંશના મહાબળિયા મહારાણા પાછળ થોડીજ પળે ફસાયો પણ તે ફસાઇ ભુમી ઉપર પડે શું કે તેટલાં તેણે વા સમ છાંયો થયલી નેણસુંદરીએ પોતાના પાસામાં ઝિલી લઈ પોતાની દાસીઓને હુકમ કર્યો કે એક મેનામાં તેણીને તેને ઝીલેલા પોતાના વહાલા પતિ સંગાતે મેલી જ્યાં અનળરાયને લઇ આભુષણ જળી સતિ થઇ હતી ત્યાં લઈ જાવો. ત્યાં એક ચંદન ચેહ સિચાવી પોતે તેની માંહે શોક કરતી ફિક્કી ચાંદની સમાન બેઠી, પણ પોતે અગ્નિ લીધા પેહલાં ઉદેપુરના મહારાણા માટે

એક ચંદન ચેહ પોતા સામે બનાવી તેમાં તેને મેલાવી તેને અગ્નિ દીધાનો હુકમ આપ્યા પછી પોતે પોતાને અંગ અગ્નિ લીધી અને એકવાસપાટા સમાન જળી ભસ્મ થઇ! તેની ચેહ જ્યારે પુર સળગી ત્યારે તેની વફાદાર દાસીઓ—એક પછી એક હવનમાં જેમ બ્રહ્મદેવ રીદ્ધી સીદ્ધીની વસ્તુ હોમાવે તેમ—હોમાઈ અને પોતાના રાજા રાણી સાથ જળી જતાં તે ચેહ એવી તો વિશાળ પંથરાઇ કે ઉદેપુરે તે સંયોગે એક અડંગ મસાણ થઇને, રાતા ઉપર પડેલા સર્વ યશમાન યોદ્ધાઓને સાથેજ અગ્નિદાહ કર્યા!

---

### પદ.

ઉધોજી કરમકી રેખા ન્યારી! ॥ ટેક ॥
બારબાર નેન દિયો મિર્ગનકુ ॥
બનબન ચરત ઉજારી. ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૧ ॥
ઉજળ બરન દિયો બગલનકુ ॥
કોયલ કર દિની કાળી. ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૨ ॥
નિરમળ નિર દિયો કુપનકુ ॥
સાગર કીની હે ખારી. ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૩ ॥
જોગ પઠાયો હે લે ગોપિયનકુ ॥
કુબજા કીની હે પિયારી. ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૪ ॥
તાજ સિંહાસન દીયો મુર્ખનકુ ॥
પંડિત કીનો હે ભિખારી. ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૫ ॥
સુર કહે પ્રભુ તુમારે ચરનકુ ॥
બારબાર જાત હોં બલિયારી. ॥ ઉધોજી કરમકી રેખા ॥૬॥

# કલી, મલી ને ચંત.

કોટ કનોજમાં રામશ્રી રાઠોડ નામનો રાજા રાજ્ય કરતો હતો, જેની આણ સારા દેશમાં ફરતી હતી. પ્રજા હેત પ્રિતથી રાજા ઉપર ફિદા રહેતી હતી. તેને બે છોકરા હતા. વડાનું નામ પંખ ને નહાનાનું ચંત કરી હતું. વડો પરણેલો હતો, પણ નહાનો કુંવારો હતો. બન્નેમાં સંપ સારો હતો. તેઓ જોરાવર ને શિકારબાજ હતા અને પોતાના રાજની સારી તલાશ રાખતા હતા. બાપના મરણ પછી વડો રાજ્ય કારોબારમાં ધ્યાન આપતો હતો; તેથી ચંત એકલો પડતો ત્યારે શિકારે જઇને ગમત લેતો, અને ફુરસદની વેળાએ પોતાના ભાઇ સાથ ખાતો પિતો ને મઝા મારતો હતો.

બનાવ એવો બન્યો કે એક દિવસ, ચંત શિકાર રમી સાંજના નગરમાં પેસેછે, તેવામાં સામેથી વાણિયાની જાન બહાર આવે છે. રાજકુમાર ચંતના સિપાઇઓએ તે જાનને અટકાવી, કે "દુર રહો! ચંત રાઠોડ શિકારેથી આવેછે." વાણિયા બોલ્યા, કે "એમ કંઇ હોય! અમારો વરરાજા ત્રણ ઘડીનો પૃથ્વીનો રાજા થાય, ને તમો તો સદાના રાજા છો, માટે એ વરરાજાને માન દ્યો!" ચંત રાઠોડના

સિપાઇઓએ ઘણુંએ કર્યું, પણ વાણિયા ડહાપણ કરતાં હદથી વધારે ફાવ્યા, ને રાજકુમારને નગરમાં પેસતો અટકાવી ખૂબ ઠાઠમાઠથી બહાર નિસર્યા. ચંત એક બાજુ ઘોડે બેઠેલો તે જાન જોઇ રહ્યોછે. તેનો ખ્યાલ આ વરરાજા જે હાલમાં સારી પૃથ્વીનો રાજા થયોછે, તે ઉપર ગયો. તે આશ્ચર્ય થઇને વિચારેછે, કે "આ તો ઠીક! જો હું દરરોજ એક એક બાયડી પરણું, તો રોજ રોજ પૃથ્વીપતિ થાઉં! પછી મારી આગળ કોઇ પણ રાજા ગમે એવો બળિયો હશે તોએ જઇ શકનાર નથી! આ શી જાન! જેની હજુર પાગામાં મોટા મોટા સાહુકારો ને વેપારીઓ રહેછે. સારા લુગડાં સજીને સુંદરીઓ મંગળ ગાતી વરરાજાને રિજવવાને કશી મણા રાખતી નથી, આહો ઠીક તાલ સૂઝેછે!" જ્યારે તે મેહેલમાં આવ્યો ત્યારે તેણે પોતાનો ઇરાદો પોતાના રાજા ભાઇને જાહેર કર્યો, કે "હું તો નિત્ય એક બાયડી કરવાનો ને વરરાજા થઇ પૃથ્વી ઉપર બે ત્રણ ઘડીનું રાજ ચલાવવાનો! કારણ રાજા તો નામનાછે, પણ વરરાજા તો સર્વમાં વડા રાજ્યાધિરાજ કહેવાય છે. રાજા થવામાં કંઇ માલ નથી, પણ હું તો નિત્ય વરરાજા થઇશ!" પંખને પોતાના ભાઇની આ નવિન કલ્પના ઉપર હાસ્ય છુટયું અને પાસે તેની પદ્મમણી સ્ત્રી ઉભી હતી, તેણીને તો દિયર ઉપર ખીજ ચઢી. તેણી રીસમાં બોલી:—"ઠીક ઠીક દિયરજી! ઠીક! નિત્યની એક સ્ત્રી કરીને રોજ વરરાજા થજો!"

ચંત બોલ્યો તે પ્રમાણે નિત્યની એક સ્ત્રી કરે ને વરરાજા થઇને સારા શહેરમાં સર્વથી પહેલો ફરે. વર્ષ પુરૂં થતાં ચંત ૩૬૦ બાયડી પરણ્યો, પણ કોઇ સાથ વહેવાર નહીં. એક દહાડે ભાભીએ ટોણો માર્યો કે "દિયરજી ! રાજાઓની મોટી મોટી કુંવરીઓ લાવોછો ને એક પણ વહેવારમાં નહીં લેતા, તે સ્ત્રી હત્યા મોટી છે. સ્ત્રી જુવાન છતાં પતિ તેથી વેગળો રહે, એ દળીદ્રની નિશાનીછે. આપ એક તેમને આવડી સંખ્યાબંધ બાયડીઓ શા ખાતર જોઇયે ? આતો સઘળીઓ પંખી મિસાલે મેહેલમાં પાંજરે પડી ઝુરે છે, આ ભવ એમનો જે ગુજરેછે, તેથી ખરેજ ઇશ્વર નારાજ છે." દિયરે ભાભીજીને જવાબ આપ્યો કે "૩૬૦ બાયડી છે, પણ કોઇ બત્રીશ લક્ષણી હજુ નથી મળી. એ ષડ સાથ પ્રિતી કરવી તે પાષાણ સાથ મોતી પટકવ બરાબર છે." "હોવે હોવે!" ભાભીજી બોલ્યાં "અપ્સરાઓ હટે એવી રૂપાળી કામિની રાજકુમારીકાઓથી મેહેલ ભર્યા છે, અને હજી બત્રીશ લક્ષણી નથી મળી ! દિયરજી આ તમારી ભુલ છે. સંધીઓ બત્રીશ લક્ષણી છે અને તે પણ કામ પડે તો જોઇ રહો એવી પૂર્ણ છે. દિયરજી સ્ત્રીઓ સાથ ચેડાં મા કાઢો, નહીંતર પસ્તાવું પડશે !" ચંત બોલ્યો "ભાભીજી મને તમ સમ એક સાથે પરણાવો!" ભાભીજી બોલ્યાં, "જો આપ વચન આપો કે આ રોજ એક લાવતા થોભો, ને હવેથી એ ઢંગ તજો, તો મારી બેન બત્રીસ લક્ષણી ફુલવંતીછે તે સાથે તમને

પરણાવો." ચંત બોલ્યો "ભાભીજી મારે કબુલ છે, તમો કહેશો તેમ મારે ચાલવું." ભાભીજી બોલ્યાં કે "પહેલાં તો એ સરત કે આ ૩૬૦ રાજ્યકુમારીકાઓને બહેન માનીને તેમને ભાઇ તરફના નજરાણા સાથ તેમના કબિલામાં વાળી દ્યો. એટલામાં હું મારી બેહન ફુલવંતીને કાગળ લખી આપનું કારજ કરૂં છું." ભાભીજીને હસી મળીને ચંત મેહેલમાં ગયો. ૩૬૦ કુંવરીને પોતાની પાસે બોલાવી ખજાનચીને હુકમ કરીને નજરાણાં મંગાવી હરેકને છાજતી રીત દઇને હાથ જોડી પોતાની તકસીરની માફ માગી વિદાય કરી. એક એક રાજા ઉપર એક એક પત્ર સાથ સો આસામીની સેના આપી કુંવરીઓને વિદાય કરીને ચંત શિકારે ગયો. તે ત્યાં ફુલવંતીના ધ્યાનમાંછે તેવામાં એક સ્વારે દોડતાં આવીને તાજીમ બજાવી કે "મહારાજ ! રાણીબા તમને બોલાવે છે." ચંત હરખભેર ઘોડે બેસી ઉડયો તે ઘડીકમાં પંખના મેહેલમાં દાખલ થયો. ત્યાં ફુલવંતીને સિંહાસન ઉપર બેઠેલી ભાભીજીએ બતાવી, કે ચંત તેને જોઇ છક થયો. તે ગૂપચૂપ કનકની માંચી લઇને અદબથી બેઠો. ભાભીજીએ જોયું કે દિયરજી મારી બેન સાથ વરવાને રાજી છે, એટલે પરસ્પર વિંટી ફેરવાવી ફુલવંતીને તેને રાજ વિદાય કરી. ચંત વિયોગથી શોકમાં ગરકાવ થયો. તેને મન મોહ લાગ્યો; તે મન સંગાતે બોલ્યો કેઃ "પરણું તો ફુલવંતી, નહીંતો દેહ પડો જલંતી!"

હવે દૈવનગરીનો રાજા દૈતાશુર ફુલવંતી ઉપર ઘાણુંનો

આશક હતો. તેણે ઘણી વેળા પટયાળાના રાજાને, મોખલડેનું રાજ્ય પંખ સાથ કારજ થયું હતું નહીં, તે વખત આગમચથી તેની બેન ફુલવંતી સાથ માગણું જારી કર્યું હતું. પટયાળાના રાજાને દૈવનગર્યાને પોતાની પુત્રી આપવી દુરસ્ત ભાસ્યું નહીં, તેથી બાહના કહાડી તેને આજ તલગ વેગળો રાખેલો હતો. તેના જાસુસોએ ફુલવંતીને તેની બેન મોખલડેના મેહેલે જવાની તેને ખબર કરી, તેથી તે પોતાની સ્વારી સહીત તેના વળતા માર્ગમાં આવી થોભ્યો, અને જેવી વિંટી પહેરી તે પાછી ફરે છે તેવીજ તેણીને તેના સિંહાસન ઉપરથી ઉઠાવી પોતાના રાજમાં લઇ ચાલ્યો. આખી રાત તે વાયુ સમુ તેજી અશ્વ ઉપર સ્વારી લઇને દૈવનગરીમાં પોતાના મેહેલમાં પેઠો. તેનો હુકમ થયો કે નગરી દિપકોથી ઝળકતી બની! લગ્નનો મુહૂર્ત ને મંગળ ફેરવીને તેણે પટયાળાની રાજપુત્રીને પોતાની સ્ત્રી કરી જોરજુલમથી તે કામનીને રત્ન, મોતી ને માણેકમાં પુરી દીધી. શિતળ ચંદની આ રાત્ર દૈવનગરીના રાનમાં ચમકી રહી છે. ત્યાં તેણે રાવતી ખેંચાવી છે. ફુલવંતી સાથ સ્નેહ બાંધવા આ રાન તેણે પસંદ કર્યું હતું. ત્યાં તે પોતાની પરણેલી સાથ મોજા મારતા દિલથી પ્રેમ દાખવતો દાખલ થયો. ફુલવંતીએ દૈત્યાશુરને આર્જવ કર્યો કે "મારાં આ કારજની ખબર મારા બાપ તથા કનોજના રાજકુમાર ચંતને કરો." પછી તેમના હુકમથી જે ઘટતું હશે તે મારે કબુલ છે." દૈત્યાશુર બોલ્યો, કે "ચંત

કોણ છે? તેની શું મગદુર છે કે મારી પ્રેમદાને નજર કરી શકે. તારા બાપને કહેવાડવાની મને સૂચના ઠીક દિસતી નથી. જેઓ તારા ખાલી સિંહાસન સાથે પટચાળાના રાજમાં પેઠાં હશે તેઓથી આ ખબર તે વૃદ્ધ રાજાને પડીજ હશે, પણ તું ખાત્રીથી જાણજે કે તે જો યુદ્ધમાં નિકળશે તો મારી પાસ તેના શા ભાર! મેં મારો તારી ઉપરનો પ્રેમ વર્ષો થયાં માનથી તેને જાણ કર્યો, છતાં તેણે મારી ગેરઆબરૂ કરી છે, તોયે મેં તેનો બદલો ઉલટીજ રીતે વાળ્યો છે, કે તેની પુત્રીને મારી પટરાણી કરી તેના માનમાં ઉમેરો કર્યો છે!" કુલવંતી બોલી "ઓ બળિયા દૈત્યાશુર! હું વરેલીછું, એકની બાયડી કહેવાયા છતાં બીજાની બાયડી થવામાં કેમ વાજબી ગણાઉં? આ વિંટી તું જો! તે ચંત રાઠોડની છે, જે સાથ હું વરીછું, માટે આ લગ્ન કેવળ હસવા જેવાં છે, મને જવા દે! આબરૂથી મારા પિતા ઉપર મને રવાના કર." દૈત્યાશુર બોલ્યો "છકેલી! તું હવે મારા કરથી કદી છુટનાર નથી. આ રાત્ર તારા ને મારા સ્નેહની જામીન છે; આ ચંદનીમાં આપણે ખુલ્લાં છીએ, આખું દેવનગરીનું રાજ્ય આપણા મંગલ જોઇ ચુક્યું છે, આ ખરો પ્રેમ દૈત્ય તેમ દેવલોકમાં નોધાયો છે. મારા પ્રેમની મશ્કરી માં કરીશ, નહીં તો તું પસ્તાઇશ. મને ભમાવીશ તો તું ભમીશ, એ ખાત્રી જાણ! આવ મારી વ્હાલી, મને રિઝવ!"

ફુલવંતી વિચારમાં પડી. દૈત્યાશુર તેને ચંતથી આગમચ વરી ચુકયો; પણ ચંત તેના સ્વામી દાખલ પેહલાં વિંટી આપી ચુકયો હતો. તે એક ગમ વિંટીથી બંધાઈ, ને બીજી ગમ જુલમથી વરી ચુકી. હવે તે અબળા દૈત્યાશુર જેવા શૂરવીર પાસ શું બિસાત? દૈત્યાશુરે તેણીના ગળામાં બાથ નાખી. ફુલવંતી બોલી, "આ અવિચારી સબુર કર! એક અબળાના નાશમાં મોટા યોદ્ધાને શું નફો છે? ફંદથી તારી બાજી મારી ઉપર ફાવતી થઇ છે, પણ તે ઉપર તું મગરૂર મા થઇશ, આશા કર, દાવ આવ્યોછે તો તું મને આ લગ્નઅવસર ભરીજ મારા બાપ પાસ ધામધુમથી વળાવ પછી હું તેમના પગ ઉપર પડીને ઇનસાફ માગી લઉં ચંતને મળી મારી હાલત ઉપર દયા ઉપજાઉં, પછી હું તારે લાયક થઇને મારા દહાડા આનંદમાં કાઢું. મને બેકિમ્મતી નજરાણાં સાથે મારા બાપ પાસે જેવી હાલ ઉભીછું તેવીજ રવાના કર." દૈત્યાશુર વિચારવા લાગ્યો કે "આ જુવતી શિયળ છે, સતી ને પતિવ્રત છે, જે સંગાતે જેના બાપે આજ લાંબી મુદત થઇ મારાં માંગાં ઉપર લક્ષ ન આપેલું, તે આ વખત કદાચ મને ઇનસાફ આપશે. વળી તેણે ધાર્યું કે હું બળિયો છું. તે જો મારી સાથ કપટ કરશે તો પછી હું કંઇ તેથી ખાટયો જનાર નથી." પોતાના ખજાનચીને હુકમ કરીને જે સરસ શૃંગાર શરપાવ હતા તે સર્વ સાથ એક આબરૂદાર અમલદાર સાથે શુદ્ધ રત્નના સિંહાસન ઉપર ફુલવંતીને પટયાળાન

રાજ્યપતિ હજુર માન ને પ્રેમ ભરેલા પેગામ સાથ પેલાજ લગ્ન પોશાકમાં રવાના કરી.

ફુલવંતીની દાસીઓ, જે તેનું ખાલી સિંહાસન લઇ ઉડી હતી, તે પોતાના રાજાની દરબારમાંજ ઉતરી; પણ સિંહાસન ઉતારતાં રાજકુંવરીને ન જોતાંજ તેઓ રાજાની હજુરમાં ફગલાઇ ગઇ. રાજાએ જ્યારે તેઓનો ગભરાટ જાણ્યો, તારે ચોમેર•ખોળ જારી કરી. ફુલવંતીના ગુમ થયાથી તેને વૃદ્ધવસ્થામાં આ ઘા જબરો લાગ્યો. જન્મ ન ફુલવંતીને પોતાથી દુર ન કરેલી, તે આ વખતે કો ા શિકાર થઇ છે, તે કાળજીએ તે દિવાનો સરખો થઇ પણ થોડાજ વખતમાં તેના હજારો સિપાઇ સપરાઓ સ. લગ્નના પહેરવેશમાં ફુલવંતીને ગરકાવ અમૂલ્ય નજરાણાંથી પહેરાયલી દેવનગરીઓની સાથે અમૂલ્ય સિંહાસન ઉપર આવતી જોઈ તે તરત સર્વ ભેદ પામી ગયો. તેણે અતિ ઘણા ક્રોધથી ફુલવંતીનો તિરસ્કાર કર્યો, કે "તારૂં મોં કાળું કર! મોખલદે પાસ જવાને બહાને દૈત્યાસુ-રને વરી આવી! તું મારી દિકરી નથી પણ દાકણ છે! નિકળ મારા રાજની હદથી તરત." ફુલવંતી આ તુચ્છ-કારથી પાણી પાણી થઇ ગઇ! તે સિંહાસન ઉપરથી મુર્છાગત થઈ ભોંય પર પડી. તેના બાપે તેના શબને લાત મારી હડસેલી દીધું, તે દેવનગરીઓ ઉડાવી લઈ ચાલ્યા. તેઓ ગયા કે તે પાછળજ મોખલદે ચંતનું માગણું લઈ બાપ પાસ આવી. પુગી બાપે તેણીનો આદરસત્કાર

અતિ વહાલથી કર્યો. ફુલવંતી બેવફા થઇ, પણ મોખલદે સાબુત છે, એ ખ્યાળે તેને મન થોડો ગર્વ રહ્યો નહી. મોખલદે બાપને સંધા લાડ લડાવી બોલી, "ફુલવંતી ક્યાં છે ?" આ શબ્દોથી બાપની આંખમાં જળ ભરાયાં, તે શોકાતુર થઇને ચૂપ રહ્યા ! એ બનાવે મોખલદે અજાણ થઇ. આગળ પરપુરૂષની હિમ્મત કરવી, એ સતિનું કામ નહી. માટે પેલું માગું હજુર ધર્યું કે પટ્યાળાના રાજાની ...ર ઉગરી. તે બોલ્યો "મેં ફુલવંતીને ગેરઇનસાફ ...ર્યો;" પછી ચક્ષુથી રૂદનની નીક ચલાવતો જતો ને ...ન પર ધ્યાન કરતો જતો તેણે સર્વ હેવાલ જાહેર કર્યો જે સાંભળતાંજ મુખલદે અરધી સૂકાઇ ગઈ. તે બોલી, "રાજ્યધિરાજ પિતા રણધીર થઇને આ કર્મ અતિ અધર્મ થયું છે. મોકલો આપણા દુતોને કે તે શબ પાછું લાવે તો ઠીક નહીં તો ચંત, મારો લાડકો દિયર, વિલાપમાં કાળ પામશે." પછી તેણીએ તે હકીકત ચંતને જણાવવા એક દાના કાસદ રવાના કર્યો કે "દિયરજી ફુલવંતી તો પડી !"

ચંત શિકારણાજી રમતો હતો ત્યાંજ તે કાસદને મળ્યો: "જુહાર ! રાજકુમાર ચંત જુહાર !"

"હો, હો, કાસદ, કેમ શી ખબર લાવ્યા ? મોખલદે રાણીના જાસુસ દિસોછો ?"

"હા મહારાજ આપ મૃગ્યા રમોછો તે જોવાને આ તરફ નિસર્યો છું. પેલું હરણું કોણે મરણતોલ કર્યું ? કેવું

કોમળ, કેવું ખુબસુરત, કેવું શોહામણું! તે મારીને શું મેળવવાનું હશે? રાજકુમારનું તો આ કામ ન હોય?"

"મારૂંજ કામ.? મેં એ પ્રેમથી વિંધ્યું છે."

"આપ યમ થયા? તે નાજુક મીર્ગના! કેવું તે મુડદુ થઈ સ્થીર પડી છે! દેવતાઓમાં પણ તાકાત નથી કે તેનું એક સુવાળું રૂવું હિલવે! આવા શૂરવીર સજ્જનનું હૈડું આવું કઠણ મેં આજ જાણ્યું. ચંત મહારાજ આ ઠીક ના થયું. પણ કર્મ હોય તે બન્યા વિના રહે? દરરોજ એ રૂને કર્મ પોતાનું કારજ સાંધીને પોતાના પતિને નિકાલ ઓ જાયછે. જુઓ કે પટયાળાની બત્રીસ લક્ષણી પદ્મ રાજકુંવરી ફુલવંતી બોલ બોલતાં શબ થઈ પડી. કેવા સ્વરૂપવાન કાન્તિ કેવી પળમાં ગેબ થઈ!"

ચંતને હાડે હાડ આગ લાગીજની. તે અગ્નિ થઈ બોલ્યો "શું કહોછો મહારાજ!"

"ખરૂં કહુંછું જે કહુંછું તેમાં રેશ તફાવત ના સમજવો, કે તે ઉમંગભર સિંહાસન ઉપરથી પોતાના પિતાના કઠોર શબ્દ સાંભળતાંજ લાજની મારી મુર્છાગત થતાંજ કે દેહ તજી ગઇ. આજ તે સોહામની મુહૂર્તની એક રોમ પણ આપણા જેવા મૃત્યુ લોકોમાં રહી નહીં! કરમની એવીજ લીખી રેખા હશે! જેમ તે મીર્ગનેના ઉજ્યારીમાં ચેન મારતી એકાએક યમદુત સરીખા ચંત રાઠોડથી વિંધાઈ ઘાયલ થઈ મુઇ; તેવીજ તે પટયાળાની

રાજ ભીગેનાની સ્થિતી જાણી લો. જોતાં જોતાં તેણીના ઠાઠમાઠથી દરબાર દંગ હતી, તે અરસામાંજ જોતાં જોતાં જીવ ને દેહ વચ્ચે વ્યોગ મચીને ડાંખરીથી તુટેલું ફુલ કરમાઈ જાય તેમ તે કરમાઈ પડી. પિતાએ જેનો તિરસ્કાર કર્યો તે નિર્દોષ સબ દેવનગરી યોદ્ધાઓ ઉઠાવી લઈ ગયા ! કેવો વિચિત્ર બનાવ !".

ચંત આ બનાવ જાણી બોલ્યો, કે "હવે મારે જીવવું ખપનું ? ફુલવંતી વનાનો ચંત શું કામનો ! ચંદ્ર વેતો ચકોર મુઓજ જાણ. હાય! હાય !! બત્રીસ લક્ષણી વહાલી ફુલવંતી ! તારા વિયોગમાં ચંત ઘેલો થઇને ફરશે ત રાનમાં રજળી રજળી મરશે. ઓ નિર્દય નસીબ ! તેં મારો ઉપર લગરીક પણ દયા ન આણી ! ઓ કાળ ! તેં આવાં સત્યાળાં રત્નનો ભક્ષ કર્યો ! ફુલવંતી વગરનો ચંત, તે જાણે જીવ વગરની દેહ કોઇ મંત્રથી આમ તેમ મુજાઈ રજળેછે."

કાસદ બોલ્યો, "મહારાજ ! શૂરવીરને આ અબળાપણું ના છાજે. શાંત થાઓ ! વિચારો કે ફુલવંતી વગર દુનિયામાં ભલ ભલીઓ પડીછે. ત્રણલોકમાં જેની હો હો થઇ રહીછે, એવી જે મેવા સોનીની કળી નામની કન્યા પાસ ફુવંલતી શા ગણત્રીમાં ? ફક્ત ઇંદ્રાસન જેની કાન્તિ ઉપર મોહિને રોજ તે કુંવરીનો વાદવિવાદ કરેછે કે ગાંધર્વોમાં કોઇ એવી અપ્સરા પણ નથી ! તે દેવાંગના એવી પતિવ્રતા, બત્રીસ લક્ષણી છે કે દેવતાઓ તેને વરવાને

વિપ્ર પાસે રત્ન માંગેછે, ! જો એમાં આપને કંઈ શંકા હોય તો રાણીબા મોખલદેને પુછવાથી તે ભાંગશે."

આ વખાણથી ચંત રાઠોડ ફુલવંતીને ભુલી કલી ઉપર મોહિત થયો; એટલે તલગ કે તે ફુલવંતીનુ નામ પણ ભૂલ્યો ! બસ તેનું કામજ રાત દિવસ કલી, કલી, કલી, જપવાનું શરૂ થયું. થોડા દિવસમાંતો કનોજમાં ચંતના ભાભીજી આવ્યાં, તે હોહોકાર સાંભળીને દિયર તેમની પાસ પધાર્યા ને કહેવા લાગ્યા કે " ભાભીજી હું કલીને લેવા જાઉંછું." આ સાંભળતાંજ ભાભીજીને ભારી ગુસ્સો લાગ્યો તેથી બોલ્યાં કે " કલીને લાવો તો મલીને પણ સાથે લાવજો ! દિયરજી આ તમારા ઢંગ હું આગળથી જાણતી હતી, પણ તમારી સુજમાં મારા બેન ફુલવંતીનો જન્મ મેં બરબાદ કરાવ્યો. ત્રિલોક કલીની તારીફનું બાકું કુકેછે પણ તે મારા કરતાં કંઇ વધુ નથી. દિયરજી તે કંઇ ફુલવંતી નથી કે સેજ મળતાં વિસરાશે ! તે કંઈ મોખલદે ભાભીજીની બેન નથી કે ભાભીજીના પ્રેમથી તે કારજ સંધાશે. તે લાવો ત્યારેજ માલમ પડે કે બત્રીશ લક્ષણી પદ્મની સ્ત્રી તે કેમ મેળવાયછે ?" ચંત ચિડાયો: " હું ક્યરે ખરો કે જ્યારે કલી ને મલી બન્ને પદ્મઓણીને લાઉ. તોજ ખરો તારો દિયર ચંત રાઠોડ." ભાભીએ ઘણો મનાવ્યો કે "મારેથી ભુલ થઇ, આજ રહો, મારી પાસ રહો દિયરજી." પણ દિયરજીએ ઘોડે નાખતી મુકી, તે અણુપાણી લીધા વગર ભુખોજ મેહેલથી નિસર્યો, તે અરધી

રાતે રાણમાં નદી કાંઠે હરસટ ભવાનીનું મંદીર હતું ત્યાં ઉતર્યો. તેણે બાકીની રાત વિસામો લેવા બદલે તે મંદીરમાં ઇશ્વરની સેવા ખરા ભાવથી કરી. જ્યારે પોહોર ફાટયો ત્યારે "ફલી, ફલી! મલી મલી!" એમ જપતો તે જ્યાં ઘોડો લઇ જાય ત્યાં ચાલ્યો. ખરી બપોરે તે દિલ્હીમાં દાખલ થયો. દિલ્હી જોઇ તેની ફીફડી ફાટી, કે "આ શું નગર કે સ્વર્ગ!"

ચંત દિલ્હીને ઇંદ્રપુરી સમાન નિરખી રહ્યોછે. દરેક હવેલી મેહેલ જેવી રમણીય, દરેક સ્વાર રાજા જેવો ફક્કડ અને દરેક જણ નગરશેઠ જેવો તોરવાળો દેખ્યાથી તેને પાર વિનાની અચરતી ઉપજી. ચંત ઘણો ખુબસુરત હતો, તેથી દિલ્હીવાનોનું તે ઉપર લક્ષ ખેંચાયું. શોટલશા વાણિયો તો એટલો મોહિત થયો કે તેને પોતાને મેહેલે લઇ ગયો. પ્યારથી પરોણાગત કરી, લાયક આદરસનમાન સેવા ચાકરી કરી. તેણે ચંત કોણ છે? તે પરાક્રમી છે કે કાયર, ઉચ બીજ છે કે સામાન્ય, તે પારખું કરવા શોના રૂપાની થાળે પક્વાણ પિરસાવ્યું. તે જોતાંજ ચંત બોલ્યો, કે "હૃદય મારૂં ભોજન લેવા લાયક નથી. એ દિ હવે મને ઝેર જેવા લાગેછે. એ ઉપભોગ મારા મન ઉપર મારી સ્થીતનો ધિઃક્કાર પાથરતા હોય એમ જણાયછે. આ વૈભવ ને આ મિષ્ટાંન હાલમાં મારે કામ આવે એમ બીલકુલ નથી. ત્યાં સુધી મારૂં ચિતવન જેમાં છે, તે પાસ ના હોય ત્યાં સુધી આ તન મન મગ્ન કરતાં પક્વાનો! તમને જો-

પાળ ! !” શોડલશા સેજમાં પામ્યો કે આ કોઇ માયાનો ભોગ છે. ઊંચ છે, રાજવંશી છે, અને ગુણીજન જણાયછે. ચંતને ઘણો સમજાવ્યો કે “ખા, પી ને આશાયશ લે,” પણ શોડલશા તેમાં નિશ્ફળ થયો. ચંત તો “કલી, કલી,—મલી, મલી” જપવા લાગ્યો. ઓ સુંદર કુમારીકાઓ ! ઓ બત્રીશ લક્ષણી પદ્મનીઓ, તમારાં ધ્યાનમાં રાજા ચંત છે ? “કલી, કલી—મલી, મલી” બબડતાંજ અંતે તે નિદ્રાવશ થયો.

નિદ્રામાં તેણે મોખલદેને જોઇ. જે પોતાના બન્ને કરમાં ખીલેલાં પુષ્પે ભરાયલી ડાંખળીઓ લઇને તે પાસ આવી. મંદહાશ્યથી તે પદ્મનીએ અતી ઘણા પ્રેમના આશિર્વાદ દઇને તે ડાંખળીઓ તેના હૃદયમાં ખોસી, તિલક કર્યું, નવિન મોતી માળાઓ એક પછી એક એવી બે તેના ગળામાં નાંખી. પછી આકાશ ફાટી સૂર્ય નારાયણ પ્રભાતે લાલના રેલછેલમાં ડોળતા ચઢી આવે, તેમ બે અપ્સરા અતિ રૂપાળી જોબનના બખ્તરમાં સિકડાયલીઓને ઇસારે ચલાવી લાવી તે સામે ધરી કે એક દેવાંગ્નાસ્વારી સાથ બૃહસ્પતીએ ત્યાં આવી લગ્નગાંઠ ચીમેટયો ! ભાભીજીએ આસ્તેથી ચુંબન લીધું; કે ચંતની ચક્ષુ શ્રાવણ માસની ગુલાબની કળી મિસાલે ખુલી ગઇ !

સ્વપનુ ચંત ઉઠયો કે ગેબ થયું! અને ચંતના મનમાં વેદના પાછી સરૂ થઇ. કલી—મલી સાથ કાંઇ પણ જોખમ ખેડી, ગમે એવી બાજી પણ જાને ખેડી મળવું ખરૂં,

મળીને તેઓનો પ્રિય પતિ થવું એ પણ ખરૂં અને લેશ જોર ન દાખવતાં નમ્ર સ્વભાવે ફક્ત પ્રેમના બોલે તે જીત મેળવવી એ પણ ખરૂં. પણ પોતે પરદેશી, પરદેશ પરાધીન, અજાણ્યો, માટે કોઈપણ વિશ્વાસુ કરવો જોઇએ. તે મનસે બોલવા લાગ્યો કે "શોટલશાનો પ્રેમ મારાપર પાકો છે, અને જો તે મને આગ્રહ કરે તો હું તેને મારો ભરમ જણાવીશ" એ વિચારમાં તે હતો; તેવામાં શોટલશાની વહુએ આવી દુધનો કનક લોટો તેની હજુર મેલ્યો. સ્ત્રી એટલે કોમળ વાણીએ બોલી, "ભાઇ ખોરાક વિના તમારૂં દિલ અશક્ત થશે તો ધારી ઇચ્છામાં તમો કેમ આગળ વધી શકશો ?"

ચંતે જવાબ દીધો "પતિવ્રતા બા ! તું ઠીક બોલી. આ હું પીઊં છું. મારા મિત્ર ક્યાં છે ? હું આજ્ઞા લઇ જવા ચાહું છું, કે વધુ થોભવામાં પરીણામ શું. ?

'કળ હોય તો ખેંચ્યે કમાન, જર હોય તો રહ્યા જવાન.' "

વાણિયાણી બોલી, "ભાઇ એટલી ઝટપમાં કેમ રજા લો છો ? આ તમારૂં જ મકાન છે. ત્યાં તમને જે જોઇશે તે મળશે. મારા પતિ તમને લેશ ઓછું પડવા ન દેશે. છતાં જે કરમની બની તે કાંઇ કરતાંએ મીટનારી નથી.

"હોનહાર હીરદે બસે, બીસર જાય સબ સુદ્ધ,
"જાકો જેસો ભાયગ હે, ઉપજે તેસો બુદ્ધ.
"ભોમ ગઇ ફીરકે મીલે, ધન ગયે ફીર ખાય,
" પ્રાણ ગયે ફીરફીર મલે, સો ગઇ પતક્રુ ન પાય.

"ભાઇ રણધીર છો, માટે ચેતી સાર ખેંચજો. આજ્ઞા લઊં છું." વાણિયણી ગયા કેડે શોડલશા લાગલોજ ત્યાં આવ્યો. તેણે ચંતને ખુબ દિલાશો દીધો, કે "અધીરો થઇશ નહી. મને તારો ઇરાદો જણાવ કે કઇ આફતમાં તું ફસ્યો છે. આ પરદેશ તું મને તારો મિત્ર જાણ. મારી પાસે પૈસા છે, અકલ છે, વિશ્વાસ છે, કળા ચાતુરીમાં હું દિલ્હીવાન છું. શાહેરને ખબર છે કે પાદશાહ મારૂં કેટલું માન રાખેછે, માટે તું સુખે મને તારો ભેદ કર."

ચંત બોલ્યો. "મારો ભેદ સાદો છે. કલી અને મલી એ બે પદ્મનીઓ ઉપર મારૂં દિલ લાગ્યું છે. તેઓને વરવા હું માગું છું." શોડલશા બોલ્યો "આ ખ્યાલ મા કરીશ. તેઓ આગલા ભવની દેવાંગ્નાછે. તે શ્રાપથી માનવી દેહમાં શાહેરના મેઘા સોનીની દીકરી તરીકે અવતરી છે, જાન જતાં પણ હું એ ખ્યાલ અમલમાં લાવવા દઇશ નહીં."

"હું જીવું તો કલી-મલી ખાતર, મરૂં તોપણ કલી-મલી ખાતરજ," એમ ચંત બોલ્યો ને શોડલશા વિચારમાં પડ્યો, કે મર્મ જાણવામાં આ પહેલીજ મેં છકડ ખાધી. જાતીલો વાણિયો માટે ચંતને બહુ સમજાવતાં જ્યારે તે ના સમજ્યો, ત્યારે કહ્યું કે "આવ તને હું મેઘા સોની કને નોકરીમાં રાખું. ત્યાં રહીને તારો પ્રેમ પકવ.

"જેસે જરી કેસકે બારે, ભસ્મ હોય ન પરે અંગારે,
"એસી પદ્મની હે પ્યારે, માન સારી જગ એક નારે.

"પદ્મની છે, તે આ મિત્ર આખી જગત ઢુંડે તોએ ભાગ્યે એક મળે, પણ દિલ્હીની પાદશાહાત સત્યવાદી છે, તેમાં ફકત સોનીને ત્યાંજ બે પદ્મનીયો અવતરી છે. આ બત્રીસ લક્ષણી પદ્મનીઓનું પાદશાહે માગુ કર્યું છે. મેઘાએ તે કબુલ્યું છે; પણ પ્રેમના શિકારને આ દોહરો સંભારવા જેવો છે કે

"જો દેખત મન ઉલસે, નેને નીર જરંત,
"તે સુજણ કેમ વીસરે, ગુણસાગર ગુણવંત."

ચંત બોલ્યો, "મને કલી મલી શિવાય આ ભવ કેવળ ભાર છે. હું શમશેરબાજ છું, શુર છું અને ગમે એવા યોદ્ધાને જીતું તેવો છું. એક વખત મેઘાને મળું, એક વખત કલી મલીને જોઉં, તો પાદશાહને ચપટીમાં ઉડાઉં." શોડલશા બોલ્યો, "રજપુત છો આપ ?" "હા મિત્ર." એમ કહી તે મેઘાને ત્યાં જવા ઉઠી ઉભો થયો.

મેઘો સોની દિલ્હીના દ્રવ્યવાનોમાં મોટો ગણાતો. લખેશ્રીઓ તેના દરવાજા આગળ રોજરોજ પોતાના કામકાજ માટે જાતે આવતા જતા. પાદશાહ અઠવાડિયામાં એકવાર જરૂર મેલાપ લેતો ને લેતોજ. અમીર ઉમરાવ તે તરફ ચાહ રાખતા. દિલ્હિની પ્રજામાં તે માટે અજબ સારો વિચાર પેઠો હતો. જે જોતું તે મેઘાને અતિ અદબથી નમી જતું. તેની જાતમાં તેનું નામ સરકાર માફક ચિકતું. તેની પહેડી એક રાજ દરબાર જેવી ચાલતી. દરરોજ

અર્ધકોટીના દાગીના તેના કારખાનામાં બનતાં. રત્ન, મોતી, માણેકના, તેને ત્યાં ભંડારો ભરેલાં રહેતાં. તે ખરો ભાગ્યશાળી હતો. તેને બે દિકરી કલી ને મલી, સતિ ને બત્રીશ લક્ષણી લક્ષ્મી સમ પદ્મની હોવાથી તેનો જન્મારો સફળ હતો.

તે ભાગ્યશાળી માનવી • પોતાની ગાદીએ બેઠોછે, અને મોટામોટા શાહુકારો સાથ કામકાજની રગઝકમાં ગુંથાયોછે, તેવામાં શોડલશા ચંતને લઇને તે હજુર દાખલ થયો. શોડલશા ભારે વગવાળો હતો અને સાથે ચંત જેવો દેખાવડો જવાન એટલે કોઇ મોટી ખટપટ છે, એ બન્ને મતલબે તેણે તેઓને ડોક હલાવી આસન બતાવ્યું. બીજી ત્રીજી ખટપટો જલદી પતાવીને તે શોડલશા તરફ મુખ ફેરવી બોલ્યો, "કેમ શેઠને તસ્દી લેવી પડી?" શોડલશા બોલ્યો, "સેજજ." પછી વાત પરથી વાત કાહાડીને ચંતને બતાવી તે બોલ્યો, "મેઘાશા આ ઊચનું ફરજંદછે અને તમારે ત્યાં નોકરી માગેછે. મારી પણ ઇચ્છાછે, કે એને સારી તરતીબથી તમારા સેવકોમાં દાખલ કરો." અચરતીથી મેઘા સોનીએ તે વાણિયાનો શબ્દ રાખ્યો. ચંતને નિરખી તે બોલ્યો, "આ તે શું સોનીના કામમાં આવશે!"

શોડલશા અને ચંતને છૂટા પડયાની વારી આવી. ચાહથી શોડલશાએ ચંતને આલિંગન કર્યું, તે બોલ્યો: "મિત્ર જ્યારે જરૂર પડે ત્યારે મારૂં મકાન આપનુંજછે,

જ્યારે જરૂર પડે ત્યારે જે જોઇયે તે ફરમાવજો. તે બજાવવામાં હું મોટો આનંદ માનીશ." ચંત બોલ્યો "આ તમારો ઉપકાર મારા હૃદયે સદા કાયમ રાખીશ, એ ઉપકારના બદલો જેમ મારાથી વળાશે તેમ વાળવાને ચૂકીશ નહીં. તમને પણ કહુછું કે જ્યારે પણ તમે અડી ભિડીની ઢાળ મને કરવા ચાહો ત્યારે મને પુછ્યા વિના કરજો. મારો જાન હું તમારોજ સમજુછું, તે પણ જોયે તેમ તમો ખપમાં લાવજો. " બંન્ને બાર ઘડીના મિત્રો છતાં જન્મગાંઠના મિત્ર કરતાં વધુ વહાલ ને ચાહથી છુટા પડ્યા. શોટલશા આ તરફ ચાલ્યો ને ચંત ' કલી-કલી '' મલી મલી ' કરતો મેઘાશા સામુ એકાગ્રહ ચિત્તે ઉભો. મેઘાએ ધાર્યુ' આ જવાન, લુહાર વાડે સોય વેચવા આવ્યોછે ! કંઇ નહીં.

પછી મેઘાએ ચંતને પાસે બોલાવ્યો કે "જવાન તારૂં નામ શું?"

"મારૂં નામ લાલપોરનો મેઘરીઆ સોની."

"તેં કોઇ દીવસ ઘાટ ઘડ્યો છે?"

"હા."

"તો ઠીક, જા કોલસા ઉપર તને ઉપરી કર્યોછે. તારૂં સીધું આ ચીઠી માફક તું લેતો જજે. જે જગા તને પસંદ પડે ત્યાં મારા કારભારી તરફથી તને ખાટ મળે તે નાખી રાતના સુઇ રહેજે."

ચંત બોલ્યો, "ઠીક." એમ કહીને કોલસાખાના તરફ ચાલ્યો.

મેઘાનો હુકમ આગળથી ગયો હતો, તેમ તેને એક જુના કોલસાખાનાનું ઉપરીપણું આપ્યું, પણ માંહે ભાગ્યે બે પાંટી કોલસા હોય એટલે શોટલશાનો શબ્દ ખાલી ન જાય માટેજ તેને શખ્યો કે પડયો રોટલા ખાય.

હવે મેઘાને ત્યાં કલીના ખ્યાલમાં પંજુરે નામનો જુદ્ધો બાર વર્ષ થયાં ચાકરી રહેલો, પણ કલીનો એક દિ પણ મેળાપ ન થયાથી, તે હવે નિરાશ થઇને બે-દિલ રહેલો હતો. તે મેઘાનો વડો કારભારી થઈ પડયો હતો. જે જોઇયે તે પંજુરે જાણે! તેણે અતિ આનંદથી ચંતની સેવા બજાવી. જે જોઇયે તે ચંતને તેના સીધાં ઉપરાંત લેવા છુટ આપી. રજપૂતબચ્ચો એટલે તેને સાદુ સીધું કેમ પરવડે! માટે જંગલમાં શીકારે જઇને સવાર સાંજ સારા શિકારો ભુંજી ખાય. પકવાન તેણે ઝાઝાંજ બનાવ્યાં હતાં કે તેની તે કનવાર કરે. તેથી જે સીધું મળતું, તે પાસેના ખેતરના એક ખેડુતને આપતો અને તે તેનાં બદલામાં ચંતના ઘોડાને ઘાસ તથા દાણા ખવડાવતો. તે કલીના મેહેલ સામેજ રાતના ખાટ માંડી પડાવ નાખે, અને ત્યાં એક તેલનો દિવો કરી રાખતો કે કદાચ કલી કે મલી નિકળે તો માંહે જુએ ! યુદ્ધના પરાક્રમથી પ્રેમનું પરાક્રમ તદન ન્યારૂંજ છે, તેનો જેને

અનુભવ નથી તેને મન કેવળ મજાક છે. યુદ્ધમાં તરવાર મારી કે ખાધી, છુલ્યા કે સુતા, પણ પ્રેમમાં નવા નવા યુદ્ધાઓ લડાવી નવી નવી હામ ભીડવી, જે નિશફળ જવે અધમુઆ થવું; અને વળી કંઈ ગતી સુઝે કે પાછા તાજા થઇને ઝીપલાવવું. આ ખટપટમાં ઘણી વેળા જન્મ વહી જતાંએ ઠાગ લાગતો નથી, પણ યુદ્ધની ખટપટમાં ઘડી અર્ધ ઘડીનો શિકકો બજાવવોછે; પ્રભાતે જે યોદ્ધો પોતાનો અશ્વ રણસંગ્રામમાં યાહોમ ઝોકાવી મેદાન હાથ રાખે તે ભાગ્યેજ સંધ્યાકાળે અસ્ત થતો સૂર્ય જોવા પામે છે!

ખાલી ખ્યાલે મોહબાણ ખાધેલા પંજુરે જ્યારે ચંતની ખુબસુરતી જોઇ ત્યારે તે આશ્ચર્ય થયો. તે તેને કલીના મેહેલ સામુ ખાટ નાખી પડયો જોતાંજ તેનો મિત્ર થયો. તેમાં તેની બે મતલબ હતી. એકતો ચંત નોકરી રહેવા કરતાં કાંઈ જુદીજ નેમ ધરાવતો હશે એમ તે ધારતો હતો. તેનો ભેદ પામવો અને બીજું તો કદાચ ત્યાં તેની પાસ આવજાવ કે બેઠક રાખ્યાથી કલીને જોઇ શકશે. તે વારંવાર ચંત પાસ જઇ બેસતો. યુદ્ધની કળા વિષે ઘણીવાર વાત લંબાવતો. પ્રેમના પ્રપંચ કહી સંભળાવતો, અને પ્રેમ કેવો કટ્ટો વેરી, જેઓ તેના મિત્ર રહેછે તેનો થઇ લાગેછે, તે કળાથી વર્ણવતો. પણ તેનો જવાબ ચંતથી એવા તિક્ષણ મળતા કે, પંજુરે તેની કાબેલ્યતથી દંગ રહેતો. થોડીજ વારમાં તેણે જાણ્યું કે ચંત પોતા

કરતાં દસધાગો સર્વમાં પુરો છે. છેલે તો ચંતની છાતીમાં "કલી-કલી, મલી-મલી" નો ખેંચાતો ભારી સ્વાસ સાંભળતાંજ પંજુરે પાસે ચંત જાહેર થયો, કે તે ઉપરનો તેનો ભાવ પૂર્ણ ઉતર્યો. તેણે કાંતો પોતાની સત્તા વાપરી તેને અહિંથી હાંકી કાઢવો કે કાં તો કાંઇ દાવ મળે જાનથી સાફ કરવો, પણ બનાવ એવો બન્યો કે કલી મલીના નસિબે ચોંહોંટલો ચંત જવા બદલે પંજુરેને સેલારસ લેવી પડી.

પંજુરે ચિડાયો. તે ચંતને ઝંપી બેસવા દે નહી. તેના હસ્તકની કોટડીમાં બે ટોપલી કોલસા નહીં ને તે તેની પાસેજ કોલસા મંગાવે, તે રજપૂતબચ્ચો ગણકારે નહીં. તે ફરિયાદ મેઘા સોની પાસે ગઇ, પણ તેણે કાંઇ વજન ન દીધાથી તે શમશેર લેઇ ચંત ઉપર દોડયો, તેમાં તેણે મોટી ભૂલ કરી. ચંત એવો બહાદુર હતો કે પંજુરે જેવા સેંકડોને બિછાવે. તેણે પંજુરેની પ્રથમની પરોણા રિતી યાદ કરીને તેની શમશેર છીણવી લઇનેજ જતો મેલ્યો; આ મોટપણ ને માનપૂર્વક હરીફાઇથી પંજુરેને મોંહ બતાવવું ભારી પડયું. તે મેઘા સોનીને સર્વ હીસાબ સોંપીને ત્યાંથી કાશી તરફ ચાલ્યો અને જોગી થઇને માયા તજી કાળ ગુજારવા લાગ્યો. પંજુરેના જવાથી મેઘાને ચંત ઉપર બહુ અભાવ થયો. તે કોઇ રીતે ચંત સંગ વેહવારમાં ભેળાય નહીં. બનતાં તલગ એકદ્રષ્ટીએ થવાથીએ દુર રહેતો. ચંતને મેઘા સોનીને ત્યાં દાખલ થવાને જુજ દિવસ થયા, એટલામાં તેના કારખાનામાં મોટો ફેરફાર થઇ ગયો. પંજુરે કંઇ નોકરીના સ્વાર્થે

દાખલ થયો ન હતો, કે કાંઇ પણ જોર જુલમ પોતાના હાથ હેઠળના માણસો ઉપર રાખે ? તે સદા માયાળુ અને ઘણી વેળા અડીભીડીમા પરમાર્થિ જણાયો હતો. તેવા ઉંચ મનના કારભારીની ગેરહાજરીથી માણસોમાં બેદીલી થઇ ને મેઘાનું કામ પડતુ ચાલ્યુ.

આ વેળા ફુળવંતીના પતિ દૈત્યાશુરના ઘણાએક ચાલાક કીસબીઓ ચંતની ખોળ કરતા છુપા વેષમાં દિલ્હી આવ્યા હતા. તેઓએ ચંતને ખોળી કાઢીને ફુલવંતી તથા દૈત્યાશુરનો પ્રેમભરેલો પત્ર આપીને જે પણ નોકરી તે ચાહે તે કરવાને તૈયાર થઇ ઉભા. તેઓને ચંતે આ વખતે કામે લગાડયા. વનમાંથી લાકડાંનાં કોલશા પડાવી મંગાવ્યા. એકને બદલે સાત કોટડીઓ કોલસાથી ભરાવી, સોના રૂપાની ઇંટરડીઓની થોક મરાવી. દેવનગરીના પૃથ્વી પ્રસિદ્ધ કીસબીઓને તુર્ત હુકમ થતાં એકને બદલે બબે જણ અગત્યના કામમાં લાગીને મેઘાનું ચડેલું કામ આટોપી આપવા લાગ્યા. આગળા ગમાર માનવીની કળા કરતાં આ કીસબીઓની કળા શોભીતી ને કળાવંત જોઇને મેઘાનું કામ પાછું ધમધોકાર ચાલ્યું. હવે મેઘો ચંત ઉપર કુરબાન થયો. ચંતની ચાલ પંજુરે કરતાં કેવળ જુદીજ જોઇ એથી તે મેઘાનો પ્રેમ એટલો મેળવી રહ્યો કે તે વગર મેઘાને ઘડીએ ન ચાલે. હવે તો તેનાં પકવાન મેહેલમાંથી થઇને આવે, તે મેઘો તથા ચંત સાથ જમે. તેનું નામ મેઘાને પસંદ ન આવ્યાથી તે બીજું નામ રાખવા ઇચ્છતો.

તે લાભ લઈ ચંતે પોતાનું અસલ નામ પોતાને લાગું પાડ્યું. ચંત બોલતાંજ મેઘાના મોંમાં મિઠાશ આવી. મેહેલમાં વટીક તેના નામની જાણ થઇ રહી. મેઘાનો તે ઉપર એટલો વિશ્વાસ બેઠો, કે તે જાતે જો મેહેલમાં જવા ચાહે તો તેને કશી હરકત હતી નહીં. પણ ટેકીલો રજપૂત બચ્ચો અને સાચેટને સાચવંતવાળો આશક તેને આ ચાલ ઠીક લાગી નહીં. આ લાભ તેની નજરમાં ધિક્કાર પામ્યો, તે આજ તલગ એક રાજકુમારને છાજતી રૂઢીએ વર્ત્યો. દેવનગરીઓની ચપળતા કંઇ પૂછવી પડે ? તે ફીસબીઓ એવી ઝટપ વાપરતા કે કામ મોકલનારાઓએ મેઘાને તે મંડળ માટે શાબાસી પત્રો લખી મોકલ્યાં. આથી થયું એમ કે પંજુરે ને તેના હાથ નીચેના માણસોનો કામમાં કંઈપણ ખાયકી ચાલી હતી, એવી શંકા મેઘાને મન દૃઢ પેઠી.

થોડા વખતમાં મેઘો સોની માંદો પડ્યો. દિલ્હીના શેઠ શાહુકારો તથા સોદાગરોની તેને બારણે ખૂબ ધમાલ પડી. ચંત મેઘાની સેવા અતિ ઘણા ભાવ ને સાવચેતીથી કરતો હતો, તેથી તેણે પોતાના ધણીને સંધા મળવા આવનારાઓનો પ્યાર જીત્યો. પાદશાહ જયારે આવ્યો ત્યારે ચંતને જોઇ તેણે મેઘાને પૂછ્યું, એ કોણ ? તેના જવાબમાં મેઘાએ તેની ઘણી તારીફ કરી તે જાણી પાદશાહ તેને માયા ભરી નજરે જોયછે, એટલામાં એક સર્પ મોભમાંથી વિજળી માફક ઉછળીને પાદશાહને

દંખ દેવાની તૈયારીમાં છે, તે ચંતની નજરે પડતાંજ કે વખાણવા લાયક ઝડપ કરી તેણે તે શર્પને પુછડીમાંથી પકડી ખંખેરી નાખ્યો! એક પળના કાર્યમાં ચંતની પર્ખ એવી થઈ રહી કે ત્યાં આવેલી પાદશાહી કચેરી તેના પરાક્રમના બહુ બહુ વખાણ કરવા લાગી. પાદશાહે પોતાના જાન ઉગારનારને ન્યાલ ,કરીને પોતા ઉપરના ઉપકારનો બદલો વાળવા માટે પોતાની અમુલ્ય વિંટી ચંતને બક્ષી. આ બનાવ બન્યો તે તેના ધણીની નજરમાં સદાના ઝળકાટ માફક ઠસી. રહ્યો. ચંતના નસિબાએ એવી ચારી કરી, કે તેના આવતા વખતની અતિ વિકટ પાયરીએ તે ફતેહ ભરેલી રીતે ચઢી રહ્યો. સર્વની નજરમાં ચંતનું પાણી ભારે ને કિમતી ઠર્યું.

કલી અને મલી બે બત્રીશ લક્ષણી પદ્મની બેહેનોમાં ભારે પ્રેમ ને સંપ રેહતો હતો. એક ભોજને જમવું, એક પથારીએ સુવું, એક જાતનાં વસ્ત્ર પેહરવાં, એક લઢણનાં કેસ ગુંથવા, એક સમાન નખરાંદાર ચાલ ચાલવી, એક સમાન નેણ કસવાં અને એકજ જાતનો ભાવ રાખનારી આ બે સુંદર સતિઓ, પોતાના ભાગ્યવંત બાપના મંદવાડથી ચંતના દીકામાં વારંવાર આવવા લાગી. કલીએ ચંતને જોતા વારજ તુર્ત પારખ્યો કે આ સોની નથી, પણ ઘોડાની લગામ પકડનાર બાહદુર લડવૈયો છે. મલી પોતાની બેહેન સાથ મળતી થઇ. મલી બોલી, “ સારી દિલ્હીમાં આ જવાનનો જોડીયો ભાગ્યે હશે. ” કલી તેની

બ્હેન સાથ મળતી થઇ. ચંત કલી ને મલીનાં સ્વરૂપ જોતાંજ તે અજબ રેહ્યો કે "આ બન્ને પદ્મની તો આબેહુબ મારી ભાભીજી ને કુલવંતીજ દીસેછે!!" એથી મન ઉચાટ માર્યું કે આ શું ભેદ હશે? જ્યારે મેઘો સાજો થયો ત્યારે તે તથા ચંતની રસોઇ સાથ પિરસાય, તો કલી ને મલી અતિ હર્ખભેર ચંતને બત્રીશ વાનાનું ભોજન પીપળાના પાત્રાંની ગુંથેલી અતિ રમણિય પત્રાવળીમાં પરીશે! મેઘો તે જુએ, પણ તે વિષે કાંઇ મનમાં ના લાવે. બાપાનો ભાવ ચંતપર દેખીને તથા જે લાડ તેઓ લડાવતા, તેમાંએ તેના વચે ન આવવાથી કલી ને મલીના મનમાં ભરથારની આશા ઝમકી. તેઓ ઘણી વેળા ચંતને સમજાવી સોકટાં રમવા લઇ જાય. ત્યાં રમતમાં જોઇયે તેમ તે પદ્મનીઓ ચંતને બનાવે! એક વખત ખામુખા કલી મલી એઓએ સંપ કરી પોતાના સવા લાખના હાર તોડયા ને ચંતને હસીને બાપા પાસ ઘસડી ગયાં, કે "બાપા હમારા સવા લાખના હાર ચંતે તોડયા, તો હવે અમો શું પેહેરીયે?" ચંતે તુરતજ પોતાના ગળાંમાંથી બે માળા કાઢી, તે દરેક સવા નવ નવ લાખની હતી તેણે કલી મલી બન્ને તે નવાજીશ કરી!! મેઘો તે માળા જોઇ વિસ્મય થયો. એ માળાની એવી તો કરામત હતી કે દિલ્હી શેહેરમાં તે નમુના થઇ પડયા!! આ કૌતુકથી કલી ને મલી સંધીઃ બાબતમાં સદા સંપે વર્તના-

રીઓને ભરથાર પણ એકજ મળે અને તે ચંત હોય તો કેમ? એમ મનમાં ને મનમાં પ્રસન્ન થયા કરે, પણ કાંઇ નક્કી જવાબ ના વળે; કારણ બાપાએ પાદશાહને તેઓના વરરાજા તરીકે ઘણો આગળથી કબુલ રાખ્યોછે, તે વચન કેમ મિથ્યા થાય !

કલી ને મલી પદ્મની હોવાથી મધ્ય રાત્રે સ્નાન કરતી. બાગમાં ચંદ્ર પ્રકાશી રહ્યોછે અને વાવને મથાળે બન્ને બેહેનો ન્હાઈ વસ્ત્ર પેહેરીને નખરાં કરેછે; તેવામાં ચંત પ્રેમના ભાવે નિંદ્રા ન ભેટયાથી બાગમાં ફરવા નિકળેલો તે વાવને પેલે કાંઠે પીંઠે અઢેલી ઉભોછે. તે ચંદ્રને જુએછે. અને તે ઉપરથી પસાર થતાં વાદળાંને બંધ થતાં જોઈને પોતાના જન્મને તે સાથ સરખાવેછે. જમીન ઉપર પોતે એક ખુબસુરત ચંદ્ર થઇને બ્યોગના વાદળાંથી કેવો ઝાંખો થઇ રહ્યોછે, તે વાદળું ઘણું થયું દમ પર દમ વધુ કાળું ને વધુ ભારે ઘેરાયલું થઈને તેને હાંકેછે, તે કયે દિ આ વાદળાં માફક ફરી જઇને તેનું પોતાનું તેજ મારવા દેશે ? તેનો ભારે વિચાર કરતો તે બોલ્યો "કલી-કલી, મલી-મલી અરે સુંદર મોહિનીઓ તમો કેવાં સુખી છો કે મારા વિલાપથી કેવળ બેખબરાં છો?."

આ સ્વર સાંભતાંજ કલી મલીને કેહવા લાગી " બેહેન ! ચંતનો અવાજ આવેછે. પેલે પારે પીઠ કરી ટેકેલો જયાં છે ત્યાં ચંતછે. તોયે તે શું બોલેછે તે તો સાંભળીયે ?"

ચંત બોલ્યો, કે "ઓ પ્યારી પદ્મનીઓ! મારા શોકનું પુસ્તક તમોએ વાંચ્યું હતે તો હું કોણ છું તે તમો જાણી લેતે. મારા શોકના તમો સંગાતી થઇને આંસુ થી આંખો વેહેતી કરતે પણ પદ્મનીઓ તમો કેવળ અબળાજાતી છો. તમે બેબિસાત મારા જેવા બિસાતવાળા માનવને ગમ સમજીને તે મને નવાજે, પણ એ આશા મહાસાગરે ભુલા પડેલાને ડુંગર પેદા કરવા જેવી છે. ઓ કામિનીઓ! મારી દરેક પળ તમારાં ધ્યાન વિના નથી, જ્યારે તમારી દરેક પળ કેવળ ઠઠા, મન્તક ને જોબનના લાડ નખરાંનો ઉધરભાવ કરવામાં ગુજરેછે. ઓ ચળકતા ચાંદા તું દરેક કાળી જગો પોતાની ભેટ મોકલીને રૂપાંના પાણી માફક સાફ ને રત્યા મણી બનાવેછે; પણ ચંતની આશાની કાળાશ ઉપર તારી ચાંદની પડીને ફકત ઝળઝળુંએ નથી થતું! ચાહુંછું કે ફકત બપોરયા માફક એકવારે ઝળઝળાટ થાય તો તે પદ્મનીઓના જોવામાં કાંઇપણ આવે."

કલી ને મલી નિશ્વાસ નાખી ચંત આગળ દોડી ગઈ અને તેઓએ હસીને જુહાર કર્યાઃ "ચંત તને જુહાર છે, કલી ને મલીના! આ મધ્યરાત્રે, આ વાવની પાળે કેમ અટેલ્યા છો? ચંદ્રએ તમારા વિલાપની કાલક મટાડીછે, આશાને ઝળકાવીછે, પણ તે વધુ કાળી ને ભયંકર કરવા ખાતર. અમોએ તમને સાંભળ્યાછે, અને જો અમારા હાથમાં તે બક્ષવાનું હતે તો આ વખતેજ તે તમને નવાજતે પણ તેમ નથી. અમારા પિતાજીએ પાદશાહને વચન

આપ્યુંછે તેથી અમો તમારાં થનાર નથી, પણ તમો સમજો તો બને તેમ છે. આપે પાદશાહનો જાન ઉગાર્યોછે, તેથી આપ ઉપર પાદશાહ બહુ મેહેરબાન રહેછે, તો અમોને તે પોતાના જનાનામાં લઈ જાય, તે આગળ હામ ભીડીને પાદશાહને આપનો પ્રેમ જણાવો; અમો અંતઃકરણથી તમોને ચાહીએ 'છીએ, તેની નિશાનીમાં આ વીંટી લ્યો, એ પાદશાહની આપેલી છે, તે જોતાંજ પાદશાહને કાંઇ શુદ્ધ આવશે કે આ અબળાઓ ઠાવકી હતે તો વીંટી બીજાને ન આપતે ! જો કોઇ એવો અભાવ થતાં આપના અમો થઇશું તો અમારો જન્મ સફળ જાણીશું."

વીંટી આપીને તેઓ બોલબોલતાં ગેબ થઈ ગયાં ! ચંત એકલો તે રત્નોને જોઇ રહ્યો. તે બે રત્નો શું બલકે બે હજાર રત્ન કરતાં, કલી ને મલી એ બે રત્ન તેને મનસે અતિ અમુલ્ય, પણ પતિવ્રતાનો ધર્મ મધ્યરાત્રે મરદ પાસે ઉભું રહેવામાં કેવો હોય ? તે ચંતને સમજવાને કાંઇ મુસ્કેળ નહીં થઈ પડયું. તે પ્રભાતકાળે પોતાના ઉતારાપર ગયો. હથિયારબંધ થઇને પાદશાહ પાસ જવાને તે મેધા સોનીની આજ્ઞા માંગવા આવ્યો. તેને જોતાંજ મેધાની નજર ઠરી રહી કે આ કોઇ હલકો આસામી નથી, પણ જ્યાં છે ત્યાં કોઇ રાજબિજ જણાયછે. ચંત ઘોડેસ્વાર થયેલો એવોતો જબરો જુદ્ધો દિપી રહ્યો હતો, કે મેધાએ ઝટ ઉઠીને તેને સલામ બ-

જાવી. ચંત હસ્યો કે "હું આપનો નોકર ચંત છું અને પાદશાહ પાસ કામે જવા ચાહુંછું" મેથાને બેવાર ચંતે ચેતાવ્યો; પણ મેધાએ તેને ઉતરતી પદ્વીનો ધાર્યોજ નહીં, તેની રાજમૂર્તિ દિપી નિકળી હતી, તેનો અસલ પોશાક તેની અસલ નિશાન બતાવતો હતો.

પાદશાહ ને ચંતનો મેળાપ થયો. કચેરી ચંતનો ઠાઠ જોઇને ઝાંખી પડી. તેનાં સરસ હથિયાર અને ઉંચ લોખંડની કળીઓનું ગુંથાયલું બેસતું અંગકવચ તથા મસ્તકે લોખંડની તોપ, એવી તો બંધબેસતી હતી કે એથી તે કેવો યોદ્ધા હોવો જોઇયે, તે જાણાઇ આવતું હતું. પાદશાહે તેને માન અકરામથી સિંહાસન પાસે બેસાડ્યો. રાજ્ય રૂઢી પ્રમાણે આવકાર કર્યો. ચંતે આદરસત્કારથી બે પદ્મનીઓની વીંટી પાદશાહને આપી ! પાદશાહના તે જોતાંજ ડોળા ચઢી ગયા. કલી ને મલી વિષે તે ગભરાયો, મસલતધામાં તે ચંત સાથ દાખલ થયો, અને પુછ્યું કે "ઓ જવાન ! આ વીંટીઓ તો કલી-મલી બેનોને મારી આપેલી હતી." ચંત બોલ્યો, "તેઓએ આજીજીથી તે પાદશાહ ઉપર મોકલી છે અને આ ત્રીજી આપે મને બક્ષેલી પણ પાછી લો." પાદશાહ બોલ્યો, " એમ કેમ" ? ચંત બોલ્યો, "જો આપ ઉપર મારો કંઇ ઉપકાર થયોછે એમ આપ સમજતા હો તો તેનો બદલો કલી-મલી પદ્મનીઓ મને બક્ષવામાં સમજો, તે બેનો પણ મને મારા પ્રેમ સમાનના પ્રેમથી ચાહેછે." પાદશાહ બોલ્યો કે "તે કલી-મલી વિના હુ

જીવનાર નહીં." ચંત બોલ્યો, "આપને ત્યાં તો કલી-મલી જેવી કંઇએ પડીછે તેમાં કલી-મલી હોઇ તો ભલે, અને નહીં હોઇ તોબી ભલે એમ છે." પાદશાહ ચિંતાતુર થયો. તે બોલ્યો "હું તને તે હાલ આપી શકતો નથી." ચંત પાદશાહને સાંભળી દિલગીર મોહે સલામ બજાવી ઘોડેસ્વાર થઇ નિસર્યો કે "જલો જુવાની ને દુન્યાદારી! કલી મલીમાં મારૂં મોત છે." પાદશાહને માટે મનમાં કહેવા લાગ્યો કે "હું તો મરીશ, પણ તને કલી-મલી કીંચીત પચવા દેનાર નહીં."

બપોરનો વખત થયો હતો અને મેઘો પોતાની પુત્રીઓ સંગાતે ચંતની વાટ જોતો બેઠો હતો, કે તે આવે તો સાથ બપોરનું ભોજન લે, તેવામાં ચંતે નોકર લોકોને પોકાર્યા' અને પોતે ઘોડેથી ઉતરી મેઘાની હજુર આવ્યો. તેના મોહ ઉપર હીંગલોજ પ્રગટેલો હતો. તેના નેનમાં ખુનજ ઝળકતું હતું. તેના બદનમાં બળજ ખખળતું હતું. તેની રગોમાંથી લોહીના વહેવાના ખણખણાટનો અવાજ આવતો હતો. રોમે-રોમ અન્યાળાં થઇને કસબની છીણ છીણ માફક ચળકતાં હતાં. તેની છાતી પર્વત્ત ઉપરથી ટપકતા ઝરા માફક ઢપઢપ ધબકતી હતી. તેને લોખંડ અંગરખ કાઢયું. શમશેર, ઢાલ ને તીર કામઠાં ખુણે ફેંકયાં. કલી-મલીના ચાર નેન સામે પોતાના બે નેન ફેરવીને તે મેઘાસોનીના પગ ઉપર પડયો. 'ખમા! ખમા! મહારાજ! આ તે શો ઢંગ," એમ કહી કલી-મલીએ ચંતને ઉઠાડયો. મેઘાએ માનપૂર્વક ચંતને

પુછયું. ચંતના મોહથી પુરા શબ્દો નિકળે નહીં. મહાકષ્ટથી છેલે ચંતે તે બોલ્યો, કે "મેધાશા મને આપની પુત્રીઓ સાથ પરણાવો." મેઘા ચંતનો ચેહેરો ને કલી મલીની આતુર નિરખતી ચક્ષુઓથી પામ્યો કે પરસ્પર સ્નેહ ને પ્રેમ છે ખરો. તે મનમાં ધૃજ્યો કે પાદશાહ ને કલી, મલી ને ચંત એ ચાર આસામીઓ કંઇ નવી•જાુનીમાં મારી દેહ વિટાળશે ખરાં. તેટલામાં તો પાદશાહના સિપાઇઓ સાથ બે મેના મેધાના મેહેલને દરવાજે આવી ઉભા. આગેવાન અમલદારે મેધાને પાદશાહનો કલી મલીને બોલાવ્યાનો ઇરાદો જણાવ્યો. ચંતે તે વાત સાંભળતાંજ તેને કકડાવીને એક લપડાક ઝાટી કાઢી ! સિપાઇઓ તરવાર લઇ ચંતપર ધસ્યા. ચંતે તેમની તરવાર ઝુટી લઇ તે વડેજ તેમના માથાં કલી-મલીના દરવાજે પોતાના પ્રેમ ઉપર વધાવ્યાં ! !

* * * * * * *

હવે બીજી ગમ દૈત્યાશુરથી ફુલવંતીએ જ્યારે ચંતની દિલ્હીમાં રહ્યાની ખબર જાણી ત્યારે તે દૈત્યાશુરને લઇને પોતાના બેન બનેવીના રાજમાં ગઇ. પંખે ને મોખલદેએ તેઓનો સારો સત્કાર કર્યો. ફુલવંતી જીવતી છે તે ખબરે જેટલી મોખલદે પહેલાં હરખી હતી, તે કરતાં દસઘણી તેના મેળાપથી હરખી રહી, પણ દૈત્યાશુરની ઠગબાજીથી તે સાથ ઊંચે મોહ હતી. ફુલવંતીએ મોખલદેને પોતાના સ્વામીપર નમ્ર થવા આગ્રહ કર્યો. પંખે પણ તેણીને એકમળતા થવાથી મોખલદેએ પોતાની ઢીટાઇ જરા કમતી કરી·

દૈત્યાશુરે ચંતની વાત કાઢી કહ્યું, કે તે દિલ્હીમાં કલી મલીના બાપને ત્યાં નોકર રહીને કાળ ગુમાવેછે, માટે મારો એવો વિચાર છે, કે આપણે મોટી સેના સાથ દિલ્હીમાં દાખલ થઇએ ને મેઘાને મનાવિયે, ને ચંતને કલી-મલી સાથે લગ્ન કરી અપાવ્યે, ઈન્સાફથી કુલવંતીની વીંટી ફેરવાવ્યે કે તેથી આ ઓચ્છવની જગતમાં કહાણી રહી જાય. રાજા પંખે દૈત્યાશુરને ધ્યાનથી સાંભળ્યો, મોખલદેને ચંત દિયર ઉપર બહુ વ્હાલ હતું, અને તેણીના તાણાથીજ ચંત કલી મલી લેવા ગયલો, તેથી તેમાં બનતી સહાય કરવાના હેતુએ મોખલદે પુર ઉલટથી બેન બનેવી સાથે પંખને એક મળતાં થવાની જરૂર જણાવા લાગી. અંતે એક ભારી સેના લઇ પંખ ને દૈત્યાશુર પોતાની અતિ વ્હાલી પ્રેમદાઓ સાથ દિલ્હી તરફ ચાલ્યા.

આ ખબર દિલ્હીના પાદશાહને જાસુસોએ કરી તે વખતે, ચંતથી પોતાના સિપાઇઓને થયલાં અપમાન વિષેની ખબર તે કચેરીમાં સાંભળતો હતો. તેનાં મોહનો રંગ ફિકો મારયો હતો. તેને પોતાના સેનાધિપતિને હુકમ કરયો કે આપણી ફોજ લઈ કોટબહાર નિસરે. દિલ્હી તળે ઉપર થઇ રહી. એક તરફથી મેઘાસોનીના મેહેલ ઉપર પાદશાહની ફોજનો ઘેરો ચઢયો, અને બીજી તરફથી નવા આવતાં લશ્કર સામે તેનો સેનાધિપતિ ફોજ સાથ ચાલ્યો. રણ વાજીંત્ર ફુંકાયાં! નાણાવટીઓ ને વેપારીઓના મોહ લેવાયાં, જબરીનો ડંકો વાગતો હોય એમ શાંત પ્રજા મુજવા

લાગી. પાદશાહ નાગી તરવાર સાથે મેઘારોનીના મેહેલમાં પેઠો. ચંતે ઉઠીને સલામ કરી. ફ્રી મલીએ રૂદન ભરેલાં મોહથી પાદશાહને કાલાવાલા કર્યા. મેઘાએ પોતા તરફનું નિર્દોષપણું કહી દેખાડ્યું. પાદશાહને પોતાના હરીફની જુવાની ઉપર મહેરબાની છુટી.

તે બોલ્યો, 'ચંત તું મારૂં અપમાન કર્યુંછે.'

'ના પાદશાહ આપ જેટલું તે નથી.'

'શું?'

'ખરૂં કહુંછું કે આપે મારો મર્મ જાણ્યા પછી જે કર્યુંછે તે રજપૂત બચ્ચો સાંખે નહીં.'

'તું કોણ છે'?

'હું કોણ છું તે યુદ્ધમાં જણાશે.' એટલામાં સેનાધિપતીનો એક સ્વાર પેગામ લઇ પાદશાહની જનાબમાં દાખલ થયો. તે પેગામ ખાનગી હતો, અને આ વખતે પાદશાહે પોતે વાંચવાજોગ જાણ્યો તેથી વાંચી રહીને તે તરત તલવાર ફેંકી ચંત પાસે ગયો, વાંચ્યો ને બોલ્યો કે "બળિયા ચંતરાઠોડ, રાજાધિરાજ પંખ રાઠોડના ભાઇ, તે તમોજ કે?" ચંત પ્રસેવમાં ગરકાવ થઇ રહ્યો કે આ બારીક તર્ક તે કેમ ઓળખાયો, તે જાણવાનો પ્રશ્ન પાદશાહને મુકવાને તેને દુરસ્ત ભાસ્યું નહીં. પાદશાહે તેને બગળગીરી કરી કે "આપણે દોસ્ત છીએ." આ દેખાવનો સાક્ષી જાસુસ સેનાધિપતિ પાસે દોડ્યો, કે પાદશાહે રાજાધિરાજ પંખના ભાઇને બગળગીરી કરીને દોસ્ત કર્યો! સેનાધિપતિ ખુશ

થયો. તેણે બંને મહાન રાજાઓને માન મર્યાદા સહિત દિલ્હીમાં દાખલ કરવાનો આવકાર દીધો. તેટલામાં પાદશાહની પરવાનગી આવી પોંહોંચી. દિલ્હીનો ઘડી ઘડીએ રંગ બદલાવા લાગ્યો. કોઇને વિશ્વાસ નહીં કે બીજી પળે શું નિપજશે ? પાદશાહના હુકમથી દિલ્હી દિપકોથી ઝળઝળ થઇ રહીછે. ઊંટ ઉપર લાદેલાં પાદશાહી નગારાં વાગતાં ચાલ્યાં છે. હાથી ઉપર ચંત રાઠોડ ને કલી-મલી પદ્મનીઓ રત્નજડીત અંબાડીમાં બિરાજમાન છે. પાછળ મોતીની ઝાલરથી સજેલા હાથી ઉપર મોખલદે ને ફુલવંતી બન્ને પદ્મની બહેનો હાસ્ય કરતી દિપી રહીછે. જોનારાઓ કલી મલી, મોખલદે ને ફુલવંતીએ ચાર અપ્સરાઓના સમાન રૂપ ને ચહેરા જોઇ ત્રાય ત્રાય થાયછે. ચંત પોતે વખતે વખતે ભુલેછે કે કલી-મલી ને મોખલદે-ફુલવંતી તે કઇ ? પણ જુદી બેઠેલીઓ તથા જુદા પોશાક તેથીજ પરખાયછે. પાછળ પાદશાહની સ્વારીનો હાથી દૈત્યાશુર ને પંખના ઘોડાના હણહણાટ સાથ ઝુલેછે. રાજવંશીઓ પોતપોતાની પદ્વી માફક તે લગ્ન મહિમામાં સામેલ થયાછે. દિલ્હી તે મેળાવડાથી ગાજી રહીછે. લોક કીડી માફક ઉભાઇ ગયુંછે. પાદશાહે પોતાના મેહેલમાં તેઓની લગ્ન ક્રિયા કરાવી અમુલ્ય નજરાણાની ભેટ કરી. ફુલવંતીએ પછી બહાર આવી, ચંતને ભાઇ માની લઇ, રત્નતીલક કરીને નજરાણું પહેરાવ્યું. રાણી મોખલદે પોતાના લાડકા દિયરજી પાસે આવી પ્રેમથી મળી, કલી-મલીને રત્નોમાં પુરી દીધી. પંખે ભાઇને

રાજ ખેશ પેહેરાવ્યો. દૈત્યાશુરે વીંટી કાહડી ચંતને પેહેરાવી, તો તે ચંતે પોતાની ઓળખી. દૈત્યાશુર બોલ્યો મારે તમને પેહેરામણી કરવા બદલે પેહેરામણી લેવીછે! આ વીંટી બદલે મળેલી વીંટી તમો મને પેહેરાવો, તે મારી પ્રિયા ફુલવંતીની છે. ચંતે ફુલવંતી જીવતી છે તે ચોકશ તો હમણાંજ જાણ્યું, માટે તે ખબરથી ખુશ થઈ તેણે વીંટી આપી, કે ફુલવંતી તે ઘડીથી દૈત્યાશુરની થઈ. પાદશાહે કલી, મલી, ચંત, પંખ, દૈત્યાશુર, મોખલદે ને ફુલવંતી એઓને તેઓની સેના સાથ દિલ્હીમાં થોડા દિવસ મઝામાં રહેવા માંગી લીધું. રૈયતને પણ તે મહિમાનો લાહવો મળ્યો. મેઘો સોની દિલ્હીમાં આજે સર્વથી શ્રેષ્ટ થયો. પાદશાહના મેહેલથી તે છેક તેના મેહેલ તળગ તેના જમાઇની પેહેરામણી ચાલી. દૈત્યાશુરે તો ફુલવંતીને નામે કલી મલીને રત્નોના ભંડારોજ પેહેરાવ્યા. સર્વમાં દૈત્યાશુરની લાયકીની અત્યંત તારીફ થવા લાગી.

પટિયાળાના રાજાને પોતાની કુંવરી ફુલવંતીની દાઝ લાગી. તેણે જે ચાલ અજાણમાં ચલાવી હતી, તેનો બદલો આપવાના હેતુએ તે જીવેછે એમ સાંભળતાંજ તે દેવનગર રાજમાં ગયો, પણ ત્યાંથી તો તેના દિલ્હી જવાના સમાચાર મળવાથી તે આ અવસરને ટાંણે દિલ્હીમાં દાખલ થયો. કલી, મલી, મોખલદે ને ફુલવંતી ચારે પદ્મનીને એક સમાન સ્વરૂપરૂપ મૂર્તિ જોઇ ફુલવંતી કઇ તેને તે ઓળખી શક્યો નહીં! મોખલદે પોતાના બા-

પને જોતાંજ ઉઠી હજુરમાં નમી. પંખ ને દૈત્યાશુર અદબ બનાવી ઉભા. પાદશાહ તેને ઓળખતો નહીં હતો, માટે પોતાને સિંહાસનેજ રહ્યો. ફુલવંતી પોતાના બાપ પાસ તરત જઇ પગે પડવાને તો આતુર હતી, પણ તેની હામ ચાલી નહીં. મોખલદે પોતાના બાપ ને બેનના મન પાંમી તેણુએ બાપને ફુલવંતી તરફ ઇસારત કરી, કે વૃદ્ધ પટિયાળા રાજાધિરાજે તુરત પોતાની અતિ વ્હાલી પુત્રી ફુલવંતીને બગલમાં દાબી, અને પોતાના કાર્યનો અતિ પસ્તાવો જણાવી ક્ષમા ચાહી, કે ફુલવંતીની આંખ નવધારા આંસુઓથી વહી રહી. દૈત્યાશુરે પોતાની પ્રેમદાના આંસુઓ લોહ્યાં. પરસ્પર પ્રેમ જોતાંજ પટિયાળાના રાજાને પોતાની ચાલનો વધુ ખેદ થયો. દૈત્યાશુર પાસે તેણે ક્ષમા માંગી તેને અંતઃકરણથી આશિર્વાદ દઇ રહ્યો. ઘટીત જવાબ વાળીને દૈત્યાશુરે પોતાનો ભાવ રાજા તરફ બતાવ્યો. ઘણા દિવસ ઉમંગ ભોગવી દિલ્લીપતિની રજા લઇ તે જાન રાયપંખ રાજાનાં રાજ્ય તરફ ચાલી.

જતી વેળાએ શોટલશા વાણીઓ, જે ચંત રાઠોડનો દિલ્હી આવ્યા પછીનો મિત્ર, તેને ચંતે ન્યાલ કર્યો. તેની વહુને રત્ન ગુંથેલ કંચુકી ને મોતન શાળુ સાથના દિયર દાખલનાં કપડાં કર્યાં. ઘરેણું તો એટલું કર્યું કે વાણિયાની વહુએ તેવું સ્વપ્ને પણ કોઇ દિ જોયલું નહીં. દિલ્હીપતિરાય જાનને બાર કોશ વળાવા ગયો. તે સ્નેહ ભાવથી પાછો વળ્યો. ચંત આગળ ચાલતાં હરસીધી ભવાનીના

દેહરાંને માર્ગે જઇ લાગતાં તે મંદીરમાં પોતાની કલી-મલી સાથ પુંજન કરી આવ્યા. કોટ કનોજમાં તે જાન દાખલ થતાંજ કે રાજાના હુકમની વાર જોવા કરતાં સંધી પ્રજાએ કોટને દિપકોમાં શણગાર્યો. નવેસરથી ચંત રાજ-કુમાર ને કલી મલીના વિવાહ પંખના મેહેલમાં થયા. મંગલફેરા ફર્યા પછી દિયરજી બોલ્યા, "સાખલદે ભાભીજી હું કલી-મલી પક્ષીની લાવ્યા, તો કૃપાકરી આશિર્વાદ દ્યો કે આનંદથી જન્મસુધી સુખ પામું." હસતા માં-થી ભાભીજી વારી જઇને દિયરજીને મોતી, રત્ન, માણેક વગેરેથી વધાવી લઇ, કલી-મલી સાથ તેમને માટેના તે-યાર કરેલા રાજમેહેલમાં વિદાય કર્યા; કે "દેયરજી આ-જથી સ્યાણા થઇને પક્ષનીઓ ભોગવજો!" કોટ કનોજ ની પ્રજાને આ વૈભવમાં માસ એકની છુટી પંખરાજાથી મળેલ તથા સર્વ વેરા બક્ષીશ થયાથી ત્યાં ચાર રંગ રાગ મઝા મચી હતી.



---

આ કથા મેં રાજવાડાની કથાના પ્રગટકર્તા મી॰ જમશેદજી ફર-મજીને તે ગ્રંથમાં દાખલ કરવા માટે તેમના માગવાથી આપી હતી.

રજપૂત વીરરસ કથા કર્તા.

# માળવાનો મહાવીર રીસાળુ.

માળવા દેશનો માહ ચક્રવૃતી રાજા ભોજબળ પોતાને પુત્ર નહીં હોવાથી સદા ઉદાસીમાં રહી પોતાના રાજ્યથી બેદરકાર રહેતો હતો. તેની રાજ્યદરબાર આખાં હિંદુસ્થાનમાં મહા બળવંત હોવા છતાં તે પોતાની નાવારસ હાલતના ખ્યાલમાં એકાંત જેવો પોતાના રાજ્ય કારોબારથી વેગળા રહ્યા સમ કાળ ગુજારતો હતો. પુત્ર વિનાની એકલ સ્થિતિથી તે ખેદયુક્ત હાલતે પોતાની અતિ પ્રિય મહારાણી સાથ દિલગીરીનો સ્વાસ ખેંચે છે, તે તેની ચંદ્રાભાનું રાણીથી તામોશ નહીં થઈ ત્યારે તે બોલી "પ્રાણનાથ આ ચાલ રાજાધીરાજને છાજતી નથી. આજ નથી કાલ, કીંવા કાલ નહીં તો આવતે વર્ષ ઇશ્વર આપણને રાજપૂત્ર આપશે. આવા મહા ચક્રવતી રાજા થઇ, આ મોટા તખ્તના રખેવાળ થઇ, મારા જેવી ઉંચા કુળની સુંદરના સ્વામી થઇ, આ ઢંગમાં ગિરફતાર રહો એ મને ગમતી વાત નથી. સંપતી ને સેના વા સમાન એકનો પલ્લો તજી દઇ બીજાને પલ્લે પડે છે. આજ રાજપાટ છે કાલ નથી. આજ આ જોબન ને જોર છે કાલ તેનો સ્વપ્નો પણ નથી! ઉદાસી મરદને હોયજ કેમ? સ્ત્રીઓને ઉદાસી વ્હાલી હોય છે". રાજા પોતાની વ્હાલી રાણી તરફ લગાર જોઇ રહ્યા પછી ઉદાશીમાંજ બોલવા લાગ્યો કે "આ મારી

લોચન ચંદા! તને મારા મનની હાલતની ખબર નથી. અરે સ્ત્રી! તેં મને તારા શબ્દથી સુનો કર્યો! અરે આ મોટું માળવાનું બળવાન રાજ્ય, અરે આ ગોએલનો મોટો શૂરો વંશ! અરે આ હું ગુણવાન શૂરો ભોજબળ એક પૂત્ર વના શું છુ? સ્ત્રી તને બુદ્ધિ સમજાવવી, અને મારી સંગ ધગધગતી જ્વાળામાં બાળી ભસ્મ કરવી બરાબર છે. ના મારા શોકમાં મને સળગી મશાલ થઇ રેહેવા દે. શું મારી સો પેહેડી સુધી ઉતરેલા રાજ્યના વારસ માટે મારે ખ્યાલ કરવો ન જોઇએ? અરે ભોળી મોહિની! તેં જો લગાર પણ વિચાર કર્યો હોત તો મારા મનની સ્થિતિના સ્વરૂપને જોત. અરે મારી વ્હાલી પતિવ્રતા ચંદા! જો મારા રાજ્યની ગાદી મારી આ નહેસ છબી સાથ મશાનમાં જળી જાય તો પછી હું મારા કુળમાં મારૂં કુળ ડુબાડનારો કાળ પ્રગટયો નથી એમ કોણ ના કહેશે? આ મારૂં ફરતું મોતીનું છત્ર, આ મારી ભરતખંડ વટાવમાં જાય એટલી સંપતી, મારી ગાદીના વારસ વના જોગીની ચલમ જેટલું પણ મુલ પામે એ શક છે. વારસ વનાનો આ તખ્ત ને રાજકાજનો મહિમા કેવળ કાળો અંધાર ગાર છે, જેમાં હું પળેપળ હાયહાય કરી ટવળું છું. અરે હું જ્યારે આ પીંડ છોડી જાઉં ત્યારે હું આ મોટા દરજ્જા ઉપર છતાં કોનાથી અગ્નિ પામીશ? અરે ચંદ્ર સમ ચંદાબાનું તું એટલી રૂપાળી છે કે તું મારા મેહેલમાં આવ્યા પછી મેં કોઇ વખત રાત્રીનું રૂપ પ્રગટ થયલું

જાણ્યું નથી, છતાં મારા મનમાં તેં કોઇ વખત મારી ઉમેદનો દિવસ પ્રગટ કર્યો નથી. તારા આવ્યા પછી મારા મનમાંનો ઉજાસ તેં ગ્રહણ કરી લઇ તે એવોતો બિયામણો અંધારો કાળો ગુફો બનાવ્યો છે કે તેમાંથી દરેક વેળા ઉદાસીના નિસાસા ને નિરાશીની ચમકો પ્રકાશે છે!” રાણી બોલી “આ બ્રહ્માંડના કીર્તિમાન રજપૂત મહારાજા ધીર ખમો! ઇશ્વર ભજો! તમારા મનનો આંક સફળ થાય તે માટે સદાવ્રત ચાલુ કરો. રાજનીતિ દાનધર્મ દયાથી ચાલુ રાખો, અને રાત્ર મન ઇચ્છા પરીપૂર્ણ કરવાના ઇરાદાથી હરીના કિર્તનમાં મશગુળ રહો. આજથી હું મનવ્રત લઉછું, ગીરી ઉપર અગ્નિ કુંડ રચાઉછું, અને ત્યાં અગ્નિમાં બેસી ઈશ્વર ધ્યાનમાં એવી ગરક જાઉછું કે ઇશ્વરને જોઇયે તો મને ભસ્મ કરે કે જોઇયે તો મારા શુરવીર સ્વામીના મનનો ઉમંગ પૂર્ણ કરે!

માહારાજા ભોજબળે પતિવ્રતા ચંદ્રાભાનુંના કહ્યા પ્રમાણે વ્રત લેવાની વાત પોતાના વડા પ્રધાનને કહી તેને પોતાનું બહોળું રાજપાટ સોંપી પોતે ગીરી ઉપર રાત્ર દિવસ પુત્રની ઈચ્છા પકડી હરીસ્મરણમાં ગુંથાયો, અને ચંદ્રાભાનુએ વાઘણના દુધથી પોતાને વદન સ્નાન કરી પોતાને અંગ બેસ્તી ગરદનથી તે છેક પાટલી સુધી નખસીખ કનકપત્રીની ઘડાયલી પેરણી પેઢી, ચંદનના રચાયલા અગ્નિકુંડમાં પ્રવેશ કર્યો!

મહારાણી ચંદ્રાભાનું સતિ જેવા સતે અગ્નિકુંડ મધે

પ્રવેશ કીધા પછી થોડાજ વખતમાં તે સતિનું માંસ ભસ્મ થઇ રાખોડી થયા પછી, એક ચંદન સુગંધી વ્યાપી; પછી ઝાંખી ચંદની સમાન એક સ્વરૂપ હવામાં ઉત્પન્ન થઇને આજ્ઞા રૂપ દેવી, નિર્દોશપણાનો પાઠ ભજતી હોય એવો તેજસ્વી છાંયો પ્રગટયો ! સરોવરમાં ખિલેલા કમળ સમાન તે અગ્નિમાં ચંદાબાનુ ખિલી રહી. નિદ્રા ત્યાં તાબેદારીના શ્વાસ ખેંચી તે એકાગ્રહ ચિત્ત પતિવ્રતા છાયાંને જોઇ રહી. બેભાન તે સતિ, જાણે સ્ત્રી સત પ્રાણ અમુલ્યતા શોભી રેહી એટલામાં જીવ હવામાં ઘુમતો જાણે મધુકર તે મધુમાં આવી ભરાંયો હોય એવી વિચિત્ર ઉદાસી ઉપજતા ખ્યાલના સ્વચ્છ રાનમાં ચિત્ર ખેંચાઇ તે અગ્નિ થંડી પડી કે મધ્ય રેણી પછીનો મધુરો ઠાર મોતીના વધાવાથી ભસ્મ થયલી ચંદાબાનું ઉપર વરસ્યો. જાણે ઈશ્વરની કોઇ અદ્‌ભુત શકિત તે મોતીના વરસાદમાં તે થંડી ભસ્મ ઉપર પડી ને નવો અવતાર થઈ ચંદા ચંદ્ર સમ વદન તેજ મારતી તે પ્રસંગે પ્રકાશી ઉઠી. ચાલીસ દિવસ એ ક્રિયામાં પોતાનું વદન તે અગ્નિને ભક્ષ દઇ તે કેવળ કપુર સમાન કોમળ કમળજ બની ગઇ. ટળવળતી તે રાત્ર તે કોયલાની સેજ ઉપર એક જીણું વસ્ત્ર વદનપર ખેંચી વેરાગણ સમ પડી હતી, તેટલાં તેની પલકોમાં પલક લાગી જઇ તેની આંખ્યો નિદ્રાના નિશામાં ગુપ્ત બની. એક નુરાનીનો ગોળો તેણીના ચક્ષુમાં આવ્યો! તે વેદશાસ્ત્ર સમ સ્લોકમાં બદલાઇ જઇ ઇચ્છા વાની વંચાવતો ચંદાબાનુને ઇચ્છીત

બક્ષીશ હેતો ગુપ્ત અંધકારમાં ડુબ્યો. ભોજની સુંદર પટરાણી એક પલક ના ગઇ કે જાગી ઉઠી ને પોતાને રાજમેહેલ પધારી.

મહારાજા દળ ને પાદડાંનો સંહાર કરતા હતા ત્યાં જઇ તે સરદ રાત્રીના પુર્ણચંદ્ર કળાભરેલાં સ્વરૂપે બોલી, "સ્વામીરાજ! તે સૃષ્ટી રક્ષકે આપણી ઇચ્છા પુરી છે અને સ્વપ્ન શ્લોકમાં વંચાવ્યું છે કે એક પૃથ્વીપાળક સંતાન થયે જે શૂરવીર રણક્ષેત્ર વિજયી કહેવાઇ સૂર્યવંશી ગાદીનો માલક થઇ આણ વર્તાવશે, પણ તે પૂર્ણ શૃંગાર પૂત્ર બાર વર્ષ સૂધી સૂર્ય કે ચંદ્ર દેખે નહીં એ વરદાન થયું છે." વેરાગી જેવો બની રહેલો પરાક્રમી ભોજબળ સૂર્ય સમ તેજ ને અજવાળું પાડીને પોતાની પ્રેમદાને પ્રેમથી આલિંગન કરી તત્કાળ ઉઠયો. આ પછી પૂરી મુદત થયે એક કોમળ સ્વરૂપ પણ વ્રજ હૃદયવાળા બળવાન પુત્રનો જન્મ થયો. તે ચંદ્રમુખ વ્રજવદન પુત્રને લઇ પતિવ્રતા ચંદ્રાભાનુ ભોંયરામાં રહી. તે ભોંયરામાં ભીમસેન જેવો ઉધરી, અરજુન જેવો સર્વેકળા ચાતુર્યને રણશૂર દિપી નિકળ્યો. માતા હર્ખ ભેર ને કોટી કોટી ભાવથી પુત્રને પૃથ્વી પ્રસન્ન થાય એવી કેળવણી દેતી અગ્યાર વર્ષ તલગ ભોંયરામાં પુત્ર સંગાતે રહી.

એક દિવસ દશેરાની પ્રભાતે અશ્વો પુષ્પોના હાર પેહેરી રાજાની ઘોડાશાળામાંથી-જેમ ઇંદ્રની સભામાંથી રંભાઓ ગાનતાન કરી મહાન શૃંગાર પૂર વિદાય થાય

તેમ-મહારાજની દ્રષ્ટીએ પાડવાને બાહેર કાઢ્યાછે. ઘોડાશાળાનો વડો એક રખેવાલ વૃદ્ધ બ્રાહ્મણોને શ્લોકો બોલાવતો આગળ ચલાવેછે. માર્ગે ચંદન ચોકના અજવાળાં જેવો સફાઇદાર ચળકી રહ્યોછે. ઓત્સવ હર્ખભેર મંદીરમાં પોતાનું દોકડું આકાશથી બાહેર ખેંચતો નીચે છતરી પડવાનો લાગ જોઇ તૈયાર થયોછે. આનંદ જ્યાં ત્યાં સુંદરીઓના હેડાંમાં ઉછાળા કરી આવતી વેળાનો લાહવો લેવાને તલપ્યોછે, જગે જગે પૂર્ણ પ્રેમના પ્રભાત્ત કામિનિઓ ઉસકેરાઇ ઉસકેરાઈ પોતાની કમળ સમ હથેલીથી શૂરના આવભાવમાં મચાવી, કોમળ કમરથી લચકી લચકી લાડ કરેછે, નાઃના પ્રકારના રંગ ને ઠાઠમાઠ મનને આશામાં આડા અવળા ભૂલાવી દઇ શોભાયમાન છોકમાં છકાવેછે; તે વખતે નોબતોએ તે રંગ ને પધરામણીના શૂકનમાં ભેરવને શૂરના દબદબા ને તાજના નજરાણા સાથ સામે મોકલ્યોછે, તે સાંભળતાંજ માળવાની પટરાણી ચંદ્રાભાનુનું ભવિષ્ય ફર્યું. તે દસેરાના સૂંદરી આનંદમાં પેલું સ્વપ્ન ભૂલી. તરત ભોયરાંથી નિકલીને પોતાના પતિને આશિર્વાદ દેવાને બાહેર તે આવી. તે રાજના તખ્ત પાસ ગઇ અને રાજા સામેથી આવતો જોઇ હર્ખભેર ભેટી પડી. મહારાજા બહુ હર્ખ પામી બોલ્યો, “કેમ મ્હારી પ્રાણ સમાન અર્ધાંગ્ના વૃતની મુદત પુરી થઈ કે ?” બાપુડી ચંદભાનુને કાંઈ ભાન રહી નહી. તે સમજી કે વૃતની મુદત બાર વર્ષની તે પુરીજ થઇ હશે ! તેથી બોલી,

" હા, સ્વામીજી. " રાજા બોલ્યા કે " ત્યારે પુત્ર ક્યાં છે ? " રાણી બોલી " તે તો ભોંયરામાં ઉંઘેછે. " પછી ઘણી મુદ્દતે ભેલાં થયલાં રાજારાણી દશેરાના શૂકનમાં સાથે ગંજીફો રમવાને બેઠાં. ગાદી ઉપર તે જેમ અરણ્યમાં રામ ને સીતા શોભતાં તેમ શોભી રેહ્યાં. આ સમે સૂર્યોદય થતાંજ તેના મોહ તેજસ્વી કિરણ શૃષ્ટીને દિપાયમાન કરી રૈયતને રિજવતો અધર આકાશનો શૃંગાર બન્યો. શેતારાના ઝવાહીરો આકાશના અંધેરા પિછોરા સમાન ગલીચા ઉપરથી ગુપ્ત થયાં. વિશાળ જગત તેજના મહાસાગર સમ બની રહ્યું. તે વખતે ભોયરામાં રાજપૂત્ર જાગી ઉઠયો. તે પોતાની માતાને જેતયા વના પઠારી મેલી તેની ખોળ કરતો ભોયરાંથી બાહેર નિસર્યો કે તેની અચરતીનો પાર રહ્યો નહીં. આકાશ તે ઉપરના ઝગઝગાટ કરતા સૂર્યના તેજે જેમ મહાસાગર નિર્મળ નિરે ભરપૂર વહે તેમ ચમત્કાર જોઇ તે થોડી વેળા તપી ગયો. તે સૂર્ય જોઈ મનમાં બોલ્યો "અરે મારી ખેળવાની રત્ન લખોટીઓ ને દડીઓ ઠાને આ તો બહુ મોટી ને ઝલેહવાળી છે! તે મેહેલનું વિશાળ દિવાનખાનું ને તખ્ત ને સભા-બેઠક જોઈ જે અચરતી પામ્યો તેનો પાર હતો નહીં. પોતાને ઉત્તમ કેળવણી મળી હતી અને તે રાજપુત્ર પોતાની જ્ઞાની માતાથી શાસ્ત્રના બિકટ પાઠ પઢયો હતો. તે શૃષ્ટી ને આકાશ, બ્રહ્મા, ને શિવ ને વીરેનું ને બ્રહ્માનું શ્રેષ્ઠ જ્ઞાન પામ્યો હતો, છતાં તેની બાળબુદ્ધિ તે મહિમા જોઇ વિસ-

મય થઈ. તેનું અંતઃકરણ આ નવિન ફેરફારના આનંદથી એટલું તો રિઝી ગયું કે તે "મા, વાહલી મા" એ સ્વર ગજાવતો જાણે કોઈ ભુલો પડેલો પક્ષી ડાળે ડાળ પોતાના માળાને જોતો જાય તેમ બન્યો છે. તેનું આખું વદન માતાના વિયોગે વળ ખાતું કેવળ શુદ્ધ પ્રેમથી ભરપુર છે. તે આ નવા ફેરફારથી દરેક વસ્તુ ઉપર લોભાઇ દિલ ગુમાવે છે, પણ માતાના સ્વરૂપને અંતરમાં સંભારે છે. સ્વચ્છ રાજપુત્ર તેટલાં દરબારમાં દાખલ થયો તો ત્યાં પોતાની માતાને હસ્તી ને રમતી જોઇને એવો તો ઓચીંતો તેણીને આલિંગન કરતો બાઝી પડયો કે મહારાજા તે જોતાંજ તરવાર લઇ ઉઠયો કે આ ભરજવાન પુરૂષ કોણ કનિષ્ઠ માનવી છે કે મારી પતિવ્રતા પટરાણીને પ્રેમનો જુસ્સો પાયે છે? પણ તેટલાંજ સુંદર ચંદાબાનુંરાણી પોતાના પતિની તરફ ફરીને બોલી "ઓ બળવાન પુત્ર! આ ઇંદ્ર તારા બાપ માહરાજ ભોજબળને ચરણે પડ ને સંપૂર્ણ પ્રેમનો સરપાવ દેઈ આનંદ ભેટ કર." મહારાજા આ સાંભળી આવા યુવાન પુત્રને જોઇ છક થઈ ગયો. રાજકુંવર પોતાના બાપાને ઈંદ્રસમ તેજશ્વી જોઇ માતુશ્રીના હોકમ પ્રમાણે ચરણે પડયો. પિતાએ પોતાના પુત્રને 'રીસાળુ ગોએલ' નામે ઉચકી હૈયામાં સમાવ્યો. આ બનાવનો આનંદ શેહેર ને કિલ્લામાં વાયુ સમ ફેલાયો. એક બાજુથી મહારાજાની આખી સેનાએ આ વેળા મેદાનમાં નિકળી તે મહાન ઓત્સવની ઉલટમાં પોતાની ચતુરાઇ ને કળાના દાવપેચ

દેખાડયા. મંડળેશ્વરોએ મોટી કિમ્મતના નજરાણા લાવી મહારાજાને તે આનંદનો જય ને આશિર્વાદ દીધા. રાજ-દરબારમાં આનંદ ને હરખની હો હા મચી રહી. બહાદુર જાણાએ પ્રતિષ્ટા ને પ્રેમ દાખવવા રાજપુત્રને સરપાવ ને ઝવેરાતો મોકલી આપ્યા. સર્વ સુસ્તી દુર થઇ આખું માળવા દેશ જાગૃત થયું. રાજ્યતેજ પ્રકાશી રાજકુંવર પોતાના બળવાન પિતા સંગ વૃદ્ધ ને સ્યાણા રાજખ-ટપટીઓ સાથે તે શ્રેષ્ટ દસેરાને દિવસે થતાં ધમધોકાર દાનકર્મના કામમાં સામેલ થયો. પુષ્પની થતી વૃષ્ટીમાં તે ચંદ્ર મૂખ રીસાળુએ કનક ને રત્નના દાનથી અમર યશ મેળવ્યો. રત્નાગર સાગરને કીનારે ઉભો રહી કનકનુ નારીયલ ને કનક ને ચાંદીના પુષ્પો સાગરને અર્પણ કરી તે મોટી સ્વારી સાથ રાજમેહેલમાં માતાના ભારી ઉમેદ ભેર થતા વધાવામાં દાખલ થયો.

આ રાત્રે ધારાનગરી દિપકોના ઝળઝળાટ ફેંકતા બાણોના ફુંવારાથી જાણે ઉમંગનુ ઇંદ્રાસનજ થયું હતું. રૈયત પોતા-ના મહારાજાના ઉમંગને દેવાલય ને દેવીઓના ચરણ ઉપર પડીને આશિર્વાદ સાથ અમરતા માગતા હતા. ભાટ ને ચારણોના કવિતાના શુરવીર પોકારો, માગણના હરખાયલા હૈડાંના માળવાના બ્રાહ્મણોના વેદાંતી શ્લોકો ને વિદ્વા-નોના અલંકારોથી તે, ઓત્સવ માળવાના બળવાન રાજ્યનો અમર જય ફેલાવતો હોય એવો અજવાળું દેતો રળિ-યામણો ચિકયો હતો. આ અવસરે નાયકાણીઓ મધુરા રાગ

શાસ્ત્રના કોઇ પુત્ર કે પુત્રીના આવભાવ કરી જુવાનીના જુસ્સાનું અગ્નિ હવણ કરતી હતી. મધુ, મોરલી દેવાલયમાં કોઇ નાયક બની અહંગ તાન ગુમાવી દઇ નાયકાની શુદ્ધિ ગ્રહણ કરી આ રંગને વધુ તેજ દેતો હતો. એ ઠાઠભરી ધારાનગરી પ્રેમ ને શૂરના ભેલશેલ ગડબડાટમાં મસ્ત હતી, પણ વર્ષ એક બાકી રહી ગયાથી રીસાળુ ગોયલને તે ભાવ દેતી હતી નહીં. દરબાર માળવાના બળિયા રાજપુત્રને દેખી આનંદમાં બિરાજી હતી. મહારાજા આકાશ ઉપર શોભાયમાન સૂર્યસમાન તે દરબારમાં તેજસ્વી પ્રકાશી રહ્યા હતા. લડાઇમાં જીત ને જશ પામેલા યોદ્ધાઓ ભારી ટેક ને શૂરાતનથી પોતાની પદવીએ બિરાજેલા હતા રજપૂતો, જીવને માન ઉપર કુરબાન કરનારા પોતાની તેજ શમશેરની મૂઠ ઉપર કર મેલી જ્યાં ત્યાં ઉભા હતા. શૂરા મંડળેશ્વરો, આદરસત્કારથી મૂગટ મેલેલા, જમણીને ડાબી બાજુ બિરાજ્યા હતા. ભાટ ને રામાયણના ગગડાવનારાઓ મધ્ય રહી મન માયા, મન ચાહી ગજાવતા હતા. ચારણો સિંહરૂપ ભોજબળના દાદાઓના દિવસની કંકોત્રી જાણે ભંપુરી ફુકાયા સમ ઢપે બોલતા હતા. શાસ્ત્રીઓ શ્લોક કહી તે રૂડી અવસર માળવાને ફલવા માટે આસિંવાદ દેતા હતા. ક્ષત્રી ક્ષત્રીને જોઇ તે પ્રતાપવાન ગાદી ને છત્રને જીવ નજર કરતા હતા. પરાક્રમી ને શૂરવિરોના વંશ તે છત્રપત્તી ઉપર પૂર આવભાવ દેખાડી મગ્ન હતા. મહારાજને માળવા જાણે કોઇ પ્રિયાને મન પ્રેમડા હોય એ રૂપ

પ્રકાશે તે રાજ્યદરબાર દિપતી હતી. પ્રજા જ્યાં ત્યાં તે દરબાર આજુબાજુ આવી ઠસી ફલી હતી. તે વેળા ભોજ મહા આનંદમાં ગર્ક થઇ ગયો હતો. એક તો મહાન ઓત્સવ, બીજું તો કંઇક વર્ષોએ પટરાણીનો મેલાપ અને ત્રીજું તો પોતાના બળિયા કુળના બળવાન પુત્રનો નેણ મેલો, એથી તે સૂર્યવંશી મુગટધારી મહારાજાએ અપરમપાર હરખમાં આવી રાજ્ય જોતશીને બોલાવી રાજપુત્રના લગ્ન માટે કંકોત્રી ગોરને આપી દેશાવરમાં કોઇ અઠાગ સ્વરૂપવાન દેવી સમાન રાજકન્યાની ખોળમાં મોકલવા માટે મૂર્ત જોવાડયું. હરખના આવેશમાં ચિકાર થયલા મહારાજાએ તે અવસરેજ પોતાના રાજ્યગોરને પૃથ્વી ઉપર પદ્મની શોધવાને વિદાય કર્યો.

શ્રીપાટણમાં શાળીવહાનનું મહા બળવાન રાજ્ય હતું. તે મહારાજાને એક સુંદર પુત્રી ધારૂ પદ્મની નામની ચંદ્ર પ્રકાશમાંથી કોરી કાઢેલીજ કેવળ ચંદ્રવદન હતી. તે સુંદરીના ભવાં ક્રોધાયમાન થયલી કાળી નાગણની ફેંણુ જેવાં વાંકા, ધનુષ્યાકાર ઘેરાયલાં કાળા વાદળ સમ પ્રગટતું સ્વરૂપ હતું. તે પદ્મનીની ચક્ષુ કાળી પુતળીની માંહે પ્રકાશેલા રત્ન તારાથી કેવળ શુક્રનો તારો સંપૂર્ણ સ્વરૂપ પ્રકાશમાન થઇ પ્રેમના ચાતુર્ય ને ચાળાની વિજળીજ હતી. પળકણની કોર કેવળ કાળાં સનિશ્ચરરૂપી રત્નકણીની ઝાળર ટિંગાઇ હતી. ગાલ સુગંધી બસંતની નવ પલ્લવ પુષ્પ સમ ખાલી મોહિનીના અમૃત્ત કુંડ

બન્યો હતો. નાશીકા કોમળ કમળની કળી સમ મોતન નઠના શૃંગારમાંહી પ્રફુલ્લિત મોહિનીજ હતી. તે પૂર્ણ પદ્મનીનું ભાળ કેવળ સૂર્યનારાયણના કીર્ણોના સમાગમે બનેલા અમુલ્ય અલૌકિક આરસપહાણ હોયની એવી અદ્ભુત્તા ને રચના દિપાવતું તે સ્વચ્છ કિર્ણાદીક ભાલ લાડીપર માણુકનો તિલક તે શુદ્ધ કિર્ણાવતાર ચાંદીના સપાટ તખ્તા ઉપર લાલ હીંગોલ ગોળાકાર ચંદ્રજ પ્રગટ્યો હતો. તે સુંદરીના અદ્ધર અધીક લાલની દાંડી સમ પ્રકાશ દેતા, મુક્તા સમ દંતુષ્ટિસી એવીતો વિચિત્ર અળંકાર સ્વરૂપ શોભતું હતું કે તે માંહે અનમોલ લાલની વિજળીરૂપી વાચા, બોલતી જીભરૂપી મેના કૈલાસે ઇંદ્રાસન માંહે ભૈરવી રાગણી સ્વરૂપ સમ આનંદ પામી રહી હતી. આ ધારૂ પદ્મની જ્યારે પોતાનો જરીપટ કર લંબાવતી ચાલી જતી ત્યારે તે સાલુરી ઝબક વિજળી પ્રગટી અરૂણે પૃથ્વીનું દ્વાર ખોલ્યા સમ ઉજ્યાળું પાડી રેહતું હતું. જ્યારે તે પોતાના નેણાં ખોલી હસ્તા ચેહરાથી નિહાળતી ત્યારે તે જોઇ કામદેવની રતિ પોતાના પ્રાણનાથ માટે સંશયી થઇ ઇર્ષા સમ સ્વરૂપ થઇ રીસાળ દાખવતી. જ્યારે તે ડાબા જમની તર્ફ પોતાની રત્ન હંશ ડોક હિલવી ચેહેરાને ચમકાવતી ત્યારે ચંદ્ર તો ફિકાશજ મારી જતી. શૂક્ર તારો તો તેની પુતલીના કિર્ણથી લજ્જીત થતો તેજરહિત બીંદુ હોય એવો ઉજળ ફક મારી જતો. કમળ તે સુંદરીની નાસિકાથી તુર્ત

સરોવરમાં ગરી જતું. આ રાધા સમ ધારૂ પદ્મની શૂરા ચક્રવતિ માહરાજા શાલીવહાણની એકની એક દેવાંગના પુત્રી આખા બ્રહ્માંડમાં મોહિની દેવી નામે આશકારા હતી. આ બળવાન શાલીવહાનની રાજ્યધાણીમાં માળવાનો રાજ્યગોર કેટલાએક ચમત્કારીક રાજમાં ફરી વળતો બસંત રૂતુમાં આવી ઉતર્યો. તે શેહેર ફુરસદે જોતો ત્યાંના શૂરા ક્ષત્રિઓના શ્રેષ્ઠ ચેહરા ને યુદ્ધ ઝળતી પાષાણ બાજુઓથી તે પાટણનો વહાલ પામવા લાગ્યો. ત્યાંની વિજળી સમ ઝળક ઝળક થતી સ્ત્રીઓની વાએ હિલતી આબમોર સમ ફરતી ચક્ષુ જોતાંજ સુંદરતાની કીર્તિના શ્લોકથી લેહેરી થઇને તે ધોરી માર્ગે ફરેછે, તેટલાંજ એક અપ્સરા સમાન દેવીરૂપ સ્ત્રી કનકમાંહે જડેલી રત્નમેનામાં આજુબાજુ હથિયાર બિડેલા શૂરાઓથી ચોકી પેહેરામાંહે આકાશ દેવતાના વિમાન સમાન ત્યાંથી જતી તેની નજરે પડી. પ્રજા સેવા ને પ્રેમભાવથી ગુપચુપ માથુ. છેક નીચું વાળી નમી બાજુ થઇ જાયછે. નાગી શમશેર સૂર્ય તેજ ગ્રહન કરી દેવળ દુષ્ટને કષ્ટ સમ ધ્રુંજાવી ભોંયપર નાખતી ધૈર્યતા છે. શૂરાઓની આંખ્યો રૂધીરના અમુલ્ય દાના સમ પ્રકાશતી ચારે તરફ અત્યંત ચોકસીથી રક્ષણ રાખેછે. માળવાનો રાજ્યગોર આ અદ્દભુત દેખાવ જોઇ આશ્ચર્ય થઇ એક બાજુ સ્તબ્ધ ઉભો હતો. તે મેના જોઇ પોતાની પટરાણીની મેના ને સ્વારીનો ખ્યાલ મનમાં સંભારતો સંપૂર્ણ શૃંગાર તે પાટણની મોહિની સ્વારીનો

છાપ જોતો હતો તેટલાં કાળું અઘોર વાદળું ખસી ચંદ્ર પૂર્ણ કળા તેજમાં પ્રકાશી નિકળી રહે તેમ તે રત્ન મેનાનો મોતીનો પરદો લગાર અચકચાળા વાએ ખસેડ્યાથી પાટણની પૂનમ ચંદ્ર સમ ધારૂ પદ્મની પૂર તેજમાં પ્રકાશીને એક પલકમાં ફરી પરદો પાછો પડતાં ઘનઘોર ધુમર થઇ રહ્યું. ! રાજ્યગોર આ સ્વરૂપ જોઇ તત્કાળ બોલ્યો કે "બ્રહ્માએ મને મારા રાજપુત્રની જોડી દેખાડી. આજ કંઇક માસ થયાં મને મારી મુસાફરી, સઘળું આ જગત ઉથળ પાથળ કરાવતાં—નિરાશ રાખી આનંદ માની લેતી હતી તેમાંહે હાલ મને શો હેતુ ગુપ્ત હતો તે જણાયો છે. ભાગ્યથી નિર્માન થયલી જોડ વિના બીજત મેલો ગમે એવા કષ્ટ ખેંચતા બનતો નથી, એ ચોકસ જાણવાનો મારો અનુભવ જે લાંબી મુદત જતાં જરા તરા લથડાયો હતો, તે હવે દ્રઢ, પુખ્ત, પાકો થયો છે. મને આ ચોક્કસ અનુભવ મળ્યો છે કે ભાગ્ય વિના કોઇ નર કોટી પામતો નથી, તો દેવી સમાન મોહિની શી રીતે પામશે ? અરે સર્વ જાણતા ઇશ્વર ! તારી બલિહારી શ્રેષ્ઠ ને અમૃત બંધન છે. છાંયડો ના દેતાં તડકો દિયે છે તે મર્મ તું પોતેજ એક પૂર્ણ ભાવે સમજે છે. અલ્પ બુદ્ધિ માનવી જરીક જરીકમાં બરબડી મરનારો તારી સંપૂર્ણ શક્તિ ને માયા કોઇપણ બુદ્ધિ બળે જવ માત્ર પામે એ તો ઠાલો ગર્વજ. !"

આ પ્રમાણે તે માળવા દેશનો રાજ્યગોર પોતાના મનમાં ખ્યાલ કરતો શાલીવહાનના મિલાપનો તોર રચતો

આગળ ચાલ્યો. સફેદ સંગેમરમરના અઠંગ તલાવ વચ્ચે ચાર શુદ્ધ ચાંદીના સ્થંભ ઉપર બળિયા શાલીવહાનની રાજદરબારનો મહેલ ઉઠેલો સૂર્ય તેજમાં, તેજ પાણી પાયલી તરવાર મિશાળે, ચકચકીત થતો જોઇ ઘડીભેર તે રાજ્યગોર બ્રહ્મદેવસ્થાન સમજી સ્તબ્ધજ ઉભો રહ્યો.! શોભીતી તે રાજદરબારની ઈમારત, છત નિસાલના સોનેરી ગુંબજથી જાણે કોઇ તિખાં લોખંડનો ગેઢ શત્રુને નાશ પમાડતો હોય એવી શોભા મારતી હતી. જ્યાં ત્યાં લશ્કરની ટુકડીઓ શસ્ત્ર ધરી ચોકી કરવામાં રોકાયલી જોઇ ગોર પ્રતાપવાન રાજા શાલીવહાન માટે બહુ વિસ્મય થયો. દરવાજા આગળ એક હાથી ઝવાહીર મઢેલી ખાલી અંબાડી સાથે આકળા સ્વભાવના માવતના કકડાવેલા ડોળાથી ઠરી ઉભો હતો. તેના મસ્તક ઉપર મોતીની કલગી લાલ રંગના માણુકોમાં ભેળશેલ ઝળઝળ થતી હતી. તે પાસે એક શૂરા રણધીર સમ પતળિયા બાંધાનો મહાન મુગટધારી રંગીન મૂર્ગછાળાના સરસ શિકારી પોશાકમાં એક સાદા માનવી સમ ઉભો હતો. જે પાસ દુર દુર. શ્રિમંતો ને પ્રધાનો વાંકા વળી કાંઇ કાંઈ બોલતા કર જોડી અરજદારો સમાન આશાભેર મોહ કરી રહ્યા હતા. તે સાડા છ કરતાં પણ કાંઇક વધે એટલા ફીટનો ઉંચો, અલૌકિક બળ ને શૂરનો તેજસ્વી પણ સાદો રજપૂત, પેલા હાથી ઉપર ચઢવા જાયછે, તેટલાં ત્યાં તેને માળવાના રાજ્યગોરે આવી જુહાર કર્યા અને શ્લોક ને દુવાના આશિર્વાદમાં

વધાવ્યો. પછી તે નમીને બોલ્યો કે "માળવાના મહારાજ્યના શૂરા છત્રપતિ મહારાજ ભોજબળનો રાજ્યગોર શૂરા છત્રપતિ મહારાજ શાલીવહાનને આનંદ ઇચ્છેછે ને માળવાના પાટવી રાજકુમાર રીસાળુ માટે અણહીલપુરની રાજકુંવરી પદ્મની ધારૂબાની વિવાહમાં માગણી કરેછે." બળિયા શાલીવહાને બળિયા ભોજબળના પાટવીકુંવરને પોતાની રાજકુંવરી દિધાની ઇચ્છા જણાવીને નજરાણું આપીને રાજ્યગોરને કંઇ કહિ પછી વિદાય કર્યો.

હવે તે ગોર પોતાના મહારાજા પાસે વિવાહની ખુશ વધાઈ લઇ આવ્યો. જુહાર કરી પુનેમ પુતળી ધારૂના વખાણમાં દરબારને થોડી વેળા તે વિસ્મય કરી રહ્યો. પછી સુઅવસરે મહારાજા ભોજે ડાહ્યા જોશી બ્રાહ્મણો બોલાવી લગ્ન મુહુર્ત ઠરાવ્યું. તે સમાચારની કંકોત્રિ લઇ ભાટ ને બ્રાહ્મણો તે શુભ લગ્નની જાનમાં અણહીલપુર પાટણ જવા માટે આસપાસના મિત્રચારી ધરાવનારા બીજા મહાન રાજાઓ તથા મંડળીકો તથા ભાયાતો વગેરે તે કાળના માળવાના મહારાજાના પ્રખ્યાત જનો પાસે જઇ લાગ્યા. માળવાનો મહારાજા બળ તેમ સદ્‌ગુણમાં સારો ભો પામ્યો હતો, તેથી તેના ભાટ ને બ્રાહ્મણોથી તે શુભ સમાચાર સાંભળી માનપૂર્વક તે મહારાજાની જાનમાં સામેલ થવા તૈયારી કરતાં સેંજ દિવસમાં ધારા નગરીમાં ચારે બાસથી હાથી, ઘોડા, રથ, ને યોદ્ધાઓસાથ રાજાઓ દાખલ થવા લાગ્યા. ઉંચ્ચ વર્ગમાં દેશદેશના છત્રપતિ મહારાજો,

મંડળીકો, દિવાનો, શાહુકારો, નગરશેઠો, તેમ હલકી વર્ગમાં ભાટ, ચારણ, બ્રાહ્મણ, નાયક, નાયકણ, ભવૈયા, વગેરે ટોળેટોળાં નગરમાં મળ્યાં. મહારાજા ભોજબળે તે સર્વને લાયક ઉતારાનાં મકાનો તૈયાર કરાવ્યાં હતાં; અને દેશ દેશના શૂરા સ્વતંત્ર છત્રપતિઓ માટે મેદાનમાં મોટા જરીના તંબુ ઓ મુસાટ લાયક સામગ્રીથી તૈયાર કર્યા હતા, ત્યાં તે તમામ પરદેશીઓ આવી ઠર્યા. શહેર બહાર નિકળવાને નક્કી ઠરેલાં મૂહુર્તે જરી સાજના ઘોડે બિરાજેલા મહાન છત્રપતિ રાજાઓ અને હિરા મોતીના જડાવની અંબારીના હાથીઓ ઉપર બિરાજેલી રાણીઓ વિગેરે, તેમ સોના રૂપાના માફા ને રથમાં બિરાજેલા મંડળીકો ને તેઓની રાણીઓ વિગેરે, રંગ બેરંગીન તરેહવાર વસ્ત્ર અલંકારો ભરેલી તે જાન શહેર બહાર નિકળી છત્રપતિ મહા પ્રતાપવાન શાલીવહાનની રાજ્યધાની તરફ ચાલી.

મહારાજા શાલીવહાને પોતાના વેવાઇ મહારાજા ભોજને ઉતારો દીધો, તે માટે તે કાળના કવિઓ અદ્ભુત વર્ણન કરેછે તે પડતું મેલીશું તો ચાલશે. આ માત્ર જાણવાને બસ છે કે સ્વચ્છ આકાશ સમ રંગીન તે ગલીચા ઉપર પુર્ણકળા પ્રકાશમાન ચંદ્ર સમ રાજકુંવરી પદ્મની ધારૂ તેજસ્વી સુર્ય સમ રીસાળુ પાસ બેઠી કે ત્યા સર્વે બીજાં માનવી તારા સમાન ઝળકીને તે મહિમા કેવળ કલ્પના સમાન ઇંદ્રાસન બન્યો હતો. હસ્ત મેળાપ થયા પછી વળતી સરવારે પ્રભાત્ત સમ તે મહેલ શિતળ

સંપૂર્ણ શોભા બની રહ્યે ત્યારે ગોરે સૂર્ય ચંદ્રા સમ તે જેડાંને મંગલ ફેરાવવાની તૈયારી કરી તેટલાંજ સ્વપ્નમાંની મુદ્દતનું બાકી રહેલું વર્ષ કાળ સમ રીસાળુને મસ્તક તળપી આવતાંજ પાટવીકુમાર ત્યાંથી વા સમાન દોડી હેઠો ઉતર્યો અને પોતાના તેજ તોફાન સમાન તુરીપર સ્વાર થતોજ કે નગરથી વિજળી સમાન ગુમ થઇ ગયો ! મહારાજા ભોજ તથા મહારાજા શાલીવાહાન આ બનાવથી દિલગીર થયા એટલુંજ નાહીં પણ લાજ ગઇ એમ સમજી શોકમાં ઉઠી ગયા. રંગમાં ભંગ થતાં જાન કોઇ અતરંગ મેલા સમાન વિખરાઇ ગઈ. થોડી વેળમાં પાટણ સુમશાન થયું અને મહારાજા ભોજ ફક્ત પાંચ સાચવતના સ્વારો સાથ કંઇક દિવસે વેરાગી સમાન સ્વરૂપે શ્રી ધારાનગરીમાં મધ્યરાત્રે રાજમહેલમાં ટળવળતી ચંદાબાનુંના અગ્નિ પાસામાં પડી જળી ભષ્મ થયા સમ ગગડી ગયો.

શુરો રીસાળુ પદ્મની ધારૂ પાસેથી વિજળી સમ નિકળી ગયલો એક વિશાળ રાન વટાવી વિંધ્યાચળપર્વત ઉપર આવ્યો. ત્યાં તે તત્વવેત્તા લાલમળને મળ્યો. તેનો ચેલો થઇ તેણે શસ્ત્રવિદ્યા, અશ્વવિદ્યા, પાસાવિદ્યા અને આત્માવિદ્યા પ્રાપ્ત કરી. પછી એક સુસમયે પોતાના ઉસ્તાદની આજ્ઞાથી તે પોતાના અશ્વ પર સ્વાર થઇ આગળ વહ્યો ગયો. તે વિંધ્યાચળ પર્વત વટાવી છેક ઉત્તર તરફ ચાલ્યો અને પંજાબના બળિયા રાજા સૂરસિંહની રાજ્યધાણીમાં ઉતર્યો. ત્યાં તે દરરોજ એકવાર એક ફેરો અગ્નિ સમ અશ્વપર

શેહેરમાં ફરી આવી પોતાને ઉતારે વિચારમાં કાળ કાઢતો.

એક દિવસે મહારાજા શૂરસિંહની દરબાર ભરાયલી હતી ત્યાંથી તેનું અશ્વ ફેંકી ચાહોમ ચારે પગે ઉડી જતું થતાં, હાહાકાર થઇ રહ્યો, તેથી મહારાજા પોતાને સિંહાસનથી નજર તાણીને તેની સ્વારી કરવાની છટા જોઈ તાજુબ થયો. તેણે એક નોકરને હુકમ કરી તે સ્વારને બોલાવ્યો. રીસાળુ તે બુમ ગણકાર્યા વિના રાબેતા માફક થોડું ફરી કરી ઉતારે જઇ કાંઇ સુખડી ભોજન કરતો હતો તેટલાંજ શૂરસિંહના જબરા યોદ્ધા ઘોડેસ્વાર તેને ખોળતા આવ્યા. તે માંહેથી બે ત્રણ સ્વારોએ તત્કાળ ઘોડેથી ઉતરી પડી તેને બંદીવાન બનાવ્યો. બંદીવાન એ શબ્દ રીસાળુ કોઇ કાળ શિખ્યો હતો નહીં તેમ તે શબ્દ સાંભળવાને પણ તેને કોઇ કાળે બન્યું હતું નહીં તેથી તે શબ્દનો અર્થ કોઇ રાજદરબારી ખિતાબ સમજી તેણે તે લેવા નાપાડી કહ્યું કે "લડવૈઆઓ મને રાજચિન્હ મેળવવાની કશી હોંશ નથી. એ ખિતાબ મને જોઇતો નથી." આ ભોળપણ કે ઠગાઇ ગમે એ હો એમ સમજી તે પંજાબી સિપાઇઓ વધારે ચોક્સ થયા અને તેનો ચેહેરો ખુબ ન્યાળી પછી શસ્ત્ર કાઢી મુખ્ય બોલ્યો કે "ઓ જવાન! તું ગમે એ હોય પણ અમારા મહારાજાનો હુકમ થયાથી તને આ સાંકળમાં બાંધવાને આવ્યા છીયે, માટે આ અલંકાર સજો." રીસાળુએ સાંકળમાં કંઇકોને જોયલા ખરા, તે હાલત તેને પસંદ નહીં તેટલાજ માટે

તે બોલ્યો કે "મને આ સાંકળ બદનમાં નાખવી શા ખાતર જોઇયે? મારા બદનમાં સ્વચ્છ અગ્નિ પીધેલુ લોખંડ કવચ છે. જે ઉપર સેંકડો મસ્તક વાઢે તેવી તેજ શમશેર છે. વળી મારો સૂર્ય કિર્ણ પી સદા શૂરો કેફી રેહેતો તિક્ષણ ભાલો મારી બાજુના બંદ સાથ નાચતો રેહે છે. તે પાસ મારી પિંઠે બાણ કોથળો શુધ્દ ઝેર પી જીવતા રેહેલા શૂરાના હ્દયે પેસી આત્મા ભક્ષ કરનારા સુઇયા રૂપી બાણોથી કેવળ ગર્વજ તપે છે. તેવા સર્વ અલંકાર-વાળા મારા બદન ઉપર આ વાઘને પગ શોભતી જડ સાંકળનું શું કામ છે? વળી મારી કમરે કટાર શુધ્દ આ-ઇના સમાન ચકચકીત શૂરાતનનું તેજ દેખાડતી પોતાની ઝવેર મ્યાનથી મારી કાન્તિ શોભાવે છે અને વખતે મહા વિરા હરીફ સામે મારા કરમાં જેમ કામિનીની કમરમાં નાજુક પુષ્પ ચુનાઇ અમુલ્ય સુંગધીથી હ્દયની હોંશને સ્નાન કરાવે તેમ મ્યાન બહાર મારા કરમાં નિકળી આવી પોતાની ઝેરી તિક્ષણતાથી આ તૃણ હ્દયના શૂરને તે ઉંચ રૂધીરથી સ્નાન કરાવેછે. એ અલંકારો શું મને પુ-રતાં નથી કે આ દેશનો મહારાજા મને આ સાંકળનો અલંકાર ભેટ કરેછે? જાવ તમારા મહારાજાને પુછો કે શું આ કનિષ્ટ સાંકળની શોભા મારા શ્રેષ્ટ વદનને યોગ્ય છે?" આ ભાષણ સાંભળી તે સિપાઇઓ પણ વિચારમાં ગરક થયા. તેઓ પોતપોતામાં બોલ્યા કે "આ કેવળ નિર્દોષ પણ કોઇ મહાવિર પુરૂષ દિસેછે તે સંગાતે અ-

જાણુ કાંઇ લાંબી ટુંકી વાત થઇ તો જન્મના પશ્ચાતાપ પામીશું." એ મનસુબો કરી મુખ્ય બોલ્યો કે "ઓ વિર સ્વરૂપ આપનું ભાષણુ અમારા ધ્યાનમાં આવ્યું છે માટે મહારાજને મળી તમને જણાવીશું કે સાંકળ આપે મંજુર રાખવી કે કેમ? પણ તે વેળામાં આપ આ જગોથી બાહેર ના જાવા એ વચન દયો." રિસાળુ બોલ્યો કે "હું આજ લગભગ બેઁ માસ થયા તમારો સુંદર નગરમાં આનંદ ને એકાંત પામી રહ્યો છું. મને આજ-કાળ એ નગર છોડી બીજી જગો જવાની ઇચ્છા થઇ નથી તો પછી નકામો વચન ને વખત ફેરવવા એનું શું કામ છે? તમો જોઇયે ત્યારે આ મકાનપર આવજો. એ આ-પનુંજ છે." પરવત સમાન થિર ને ટેક સમાન સુભાષણી કર એવી ઢપછપવાળા જવાનને વધુ બોલીને કાયર કરવામાં દિર્ધદષ્ટીવાળા તે પંજાબી સ્વારોએ ઠીક ધાર્યું નહીં અને એક ચબરાક પંજાબી ગલીને નાકે રીસાળુને નજરે નહીં પડે તેમ ચોકાસી માટે રાખી તથા તબકે તબકે તે માફક બીજા પંજાબી સ્વારો મેલી મુખી રાજા શુરસિંહ પાસે ગયો અને શીર નમાવી તે જવાન યુદ્ધાનું ભાષણ વર્ણન કર્યું. આ તાજુબ પ્રોઢતા જોઇ મહારાજે તે રાત્રે પોતે જાતે ખાસ તપાસ કરવાના હેતુએ તે અંજાણ્યા જવાનની પિછાન કરવાને વખત મુકરર કર્યો.

આ મધરાત્રે રાજપુત્રિ શામલદે પોતાની સાહેલીઓ સંગાતે સ્નાન કરી તમામ સૃંગારમાં ગરક બાળેબાળ

મોતી પરોવેલી, હાસ્ય કરતી, નિર્મળ નદીના સુગંધી વાયુના પટામણા આર્જવોથી હીલી નાચી નખરાં કરી રહેતી લહેરોમાં, શિતળ ચાંદની ધારતી, કિનારે કિનારેથી રાજ્યમેહેલ તરફ ઉત્તર દિશાએ ચાલી જતી હતી. તે સામે થોડેક ખટકે એક શાહુકારના વેરાન પડેલા બાગમાં રીસાળુનો ઉતારો હતો. તે આ રાત્ર પોતાને નવિન વિટેલાં કૌતુક—જે પેલી સાંકળ-તેથી જાગતો ને ચંદ્રનો વાદળથી જરીક જરીકમાં ઘેરાતો શોકાતુર ગોળો જોઇ જીવતરના નિરજીવપણા ઉપર જ્ઞાન કસતો હતો. જુવાની ને જ્ઞાનને સદા દુશ્મનીજ ચાલુછે, અને જેની વેળા બિલકુલ આવી નથી તેવા અરાબામાં રીસાળુ ભાગ્યે વિસ બસંત વધેલો પોતાને હોમાવે તો તે ચિત્ર કેવું ગાંડુ પડે? તેમ તે ગાંડા માફક જીંદગાની જેમ કોઇ બાળક રત્નને રેતીનો હાગો જાણી જ્યાં ત્યાં ઉરાડી કે ફેંકી દે તેમ તેનું સાર્થક કરવાને તત્પર છે. તેટલાંજ તે ઝાંખી ચંદનીમાં વાયુએ એક પટ ઉડી ત્યાં કાંઇ જુદીજ છાયા પડતી તેણે જોઇ; તે ચોંકી તે તરફ ખુબ તપાસ ને સાવચેતીથી જોયછે તો કોઇ અતિ સુંદર સ્ત્રી, નખ-સીખ શૃંગારમાં ગરક ગયલી, બીજી અર્ધ શૃંગારે હસી રમુજ કરતી સાહેલીઓ સાથ કોટી શૃંગાર નખરામાં, જેમ સરોવરમાં કમળ મંદ વાયુએ હીલે તેમ, તે પુર્ણ ચંદ-નીમાં નાચતી ચાલેછે. તે સુંદરીના સારા શરીરમાં સુગંધી વ્યાપીછે, તે ઉપર ભમરા ઘું ઘુંના સ્વરો કરતા

ટાળે ટોળાં તે બાલેબાલ મોતી પરોવેલી ચંદ્રા ભાલવાળી પદ્મની ઉપર—જેમ કમળ ઉપર તલપે તેમ—તલપતા બેસવા જાયછે, ત્યાં તેની સાહેલી હાસ્ય વાક્ય કહી કહી પ્રેમના ટોકા મેલી મેલી ગાંડા થયલા ભમરાઓને હાંકેછે પણ આ પ્રેમ ટોકાની હાસ્ય રમુજનું મંડાણ થાય છે તે અરસામાં એક સિંહે, વિક્રાળ મુખ ગગડાટે ત્યાં ગાજતો આવી તે સુંદરી ઉપર પંજો ઉગામ્યો અને એક ચીસ વાદળ ભેદતી તિક્ષણ નાગણી જેવી ધ્રુમી ! રાજકુંવરી શામલડે તે ભુખ્યા સિંહનો પંજો પોતાને મસ્તકે હમણાં પડશે એમ જોતાંજ મુર્છા પામી. તે તેમ તેની સખીઓની આંખોમાં અંધકાર પથરાયો. જાણે ઓચીંતો સૃષ્ટીના અંતજ આવ્યો, એ ઢબે તે નાજુક શરીરોના પ્રાણ બંધ પડી ગયા, પણ સુંદર રાજપુત્રી શામલડે સબ સમાન સૃષ્ટી ઉપર પડે તે આગળ, તે સુંદરીને રીસાળુએ, પેલા સિંહના પંઝા તથા મસ્તકનો પોતાની કટારીથી વધ કરતાંજ, પોતાના પાસામાં ઝીલી લીધી. જેમ ધનુષ્યથી બાણ છુટે તેમ તે કુદીને, ચંડોલ જેમ મધુર સ્વર કાઢે તેવા મધુરા સ્વરે તે સુંદરીને ધીરના વચનથી દિલાસો આપતાં, જેમ સરોવરનું નિર કમળને ટકાવી અધ્ધર રાખે તેમ, તેણીને પોતાના કરમાં રાખી. આ બનાવને થોડી વેળ ગઇ નહીં કે રાજા શૂરસિંહ રાહદારીના પહેરવેશમાં ત્યાં આવ્યો. ચિસ તેણે સાંભળી તે બિચારમાં પડ્યો હતો અને તે ઉપર પોતાના દિવાન ને ખાસ ચોકીદારોના મુખ્ય સાથ

ત્યાં આવી લાગ્યો હતો, પણ જે બનાવની મહારાજાએ જન્મમાં લેશ વકી રાખેલી નહીં તે પોતાની નજરો નજર જોયો કે તેનાથી તેનો ગુસ્સો તામોસ થયો નહીં. તેણે ઝટ પોતાની સુંદરી કુંવરીને પાસામાં ધરનાર પેલા જવાન પરદેશીને પીછાણી ધાંટો કાઢી કહ્યું કે "ઓ દુષ્ટ દૈત્ય! આ કમળ તર્ત છોડ! નહીંતર આ તારી દેહ મારા બાણો છેદે નાખીશ." આ શબ્દોથી શામલદે ને તેની સખીઓ પણ મુર્છામાંથી લગાર ભાનમાં આવી. રીસાળુ અગ્નિ હવન સમ તપી જઇ ઘનઘોર વાદળ સમ પૌઢ ઘેરાયો. તેણે શામલદેને ઠીક થઇ જોઇ કહ્યું કે " સ્ત્રી! હું અધર્મે તો નથી ચાલ્યો? મારી ફરજ મેં બજાવી તે માટે આ કોઇ તારા દેશનો, શૂર સમાન દિસતો પણ અવિચારી, માનવી મને ડરાવે છે તો જો કે પરદેશમાં હું કોઇ સાથે સ્નેહ કે શમશેરના વહેવારમાં આવવા ચહાતો નથી છતાં, જે જીભે નાલાયક શબ્દોના બાણથી મારૂં હૃદય જખમી કર્યું છે તે સાથે હું કેવી રીતે ચાલું?" આમ બોલી તે સુંદરીને જમીન ઉપર-જેમ કોઇ રક્ષણ કરતી અબલા કોઇ સકુમાર બાળકને પાલણામાં મેલે-તેમ ત્યાં બગીચામાં મેલી; અને પોતે પોતાને ડરાવનારને શુદ્ધ તિરસ્કાર બતાવી જેમ કુદીને આવ્યો હતો તેમજ કુદી પોતાને ઉતારે જઇ બેઠો. આ વખત કાંઇ નવી જુની બની જતે પણ તર્ત ખરો મર્મ જાણી મહારાજા લજવાયો. દિવાન ડાહ્યો તે સખીઓની સારવારમાં પડ્યો. ચોકીદારોનો મુખ્ય જાણે કાંઇ જરૂરના

કારણે જતો હોય તેવા ડોળથી જોતાં જોતાંજ ગેબ થઇ ગયો; એથી બન્યું એમ કે મહારાજા પોતાની સુંદર પુત્રીને, જેમ માળણ ફુલોની ટોકરી હાથમાં ઉઠાવીને મગ્ન મને દોડી જાય તેમ, પોતાના કરમાં ઊંચકી પિતા પ્રેમ ઓક્રિયોનો વરસાદ વરસાવતો મેહેલમાં પેઠા. જ્યારે કંઇક ઘડી વિતીને બન્ને શાંતી પામ્યાં ત્યારે પોતીની ચંદ્રમુખ પુત્રીથી તે બનાવની વીગત સાંભળી તે પરદેશી જવાનના બળ તેમ શ્રેષ્ટપણા વિષે તેણે અતિ ઊંચો વિચાર બાંધ્યો.

આ બનાવ વિત્યાને થોડા દિવસ ગુજર્યા પછી રીસાળુની ખોળ કરનારા માળવા દેશના રાજ્ય જાસુસો પંજાબમાં આવી પુગ્યા. તેઓને મહારાજાએ પોતાની દરબારમાં બોલાવ્યા અને અચ્છો આવકાર દઇ ત્યાં આવવાનું કારણ પૂછ્યું. તે સાંભળી તેઓ બોલ્યા "આજ કઇ વર્ષો થયાં અમો માળવાના પાટવી કુંવરની શોધમાં દેશ દેશ ને નગરે નગર ફર્યે છિયે પણ તે ખોળમાં અમને જરાએ જય મળતો નથી." મહારાજા બોલ્યા, "તમને જય મળે એવો આ સંયોગ છે કે મારી રાજદેવડી સામેના મકાનમાં એક તરૂણ શૂરવીર આવી ઉતર્યો છે; તે કોઇ રાજકુમાર સમાન દેખાય છે, તેમ મસ્ત છટામાં મહાન રણસિંહ જણાય છે." આ ખબર મળ્યાથી માળવાના રાજ્યગોરો તે રાજાનો હુકમ લઇ તે તરફ આશાભેર ચાલ્યા.

રીસાળુ આજ દીને શોકાતુર, યુદ્ધ કવચ ને હથિયારોમાં ગરક, પોતાના તુરીપર સ્વાર થઈ, હીમાલા પર્વત

તરફ જવાને જોઇતો સામન તથા ખોરાક બાંધી ધીમી ચાલે જાયછે. તેના તિખ્ખાં ભભુકદાર કવચથી સૂર્ય નારાયણના કિરણ લજ્જિત થઇ રહ્યાં છે. તેની ડાબી બાજુ તરફ સાંકલમાં પોવાયલા મસ ભાલાથી આકાશના હૃદયને ત્રાસ પડગો છે. સાબાશી તેના ઘોડાની પુછ સાથ બંધાઇ નપુંસક જેવી ખપી છે. સાષ્ટાંગ નમસ્કાર તેના નિર્મળસે નિર્મળ રૂપીરાં નેણો સામે કોઇ કંગાળ અરજદાર જેવો પડ્યો છે. તેની શુરી કમરે નખરાં કરતી, સ્વચ્છ કનક મ્યાન પેહેલી, સાક્ષાત ખૂનના યશમાં ધરાઈ જીવનારી, અનમોલ ઝેરી પાણીવાલી શમશેર–જેમ• કોઇ ચક્રવૃતિ મહારાજાને અલૌકિક સુંદર અપસરા બાથ ભીડી એકા તગરે નેણોએ નેણ પ્રેમ જીલતી તલપી જળી રહેતી હોય તેમ–તેના પાસામાં ભરપ્રેમ તેની બાજીના ચાલ્યા ઉમંગ ખેલાવતી લટકી છે. માળવાના રહીશો તે રાજકુમારને આ રણશૂર સ્થીતિમાં જોતાંજ તેના તપતા ત્રાશથી ડરયા,પણ લગાર પાસે જતાંજ તેઓએ નમસ્કાર કરીને મહારાજા ભોજબળનો હુકમ કહ્યો. પણ સ્વપ્ન પ્રમાણે ચંદ્રાભાનું નાહીં ચાલ્યાથી રીસાળુ પોતાના પિતાના હુકમ કે પિતાના માનને ભુલ્યો હતો અને તે હાલ કોઇ ઈશ્વરી નિયમથી, તે સ્વપ્નુ ના માન્ય રાખ્યાની શિક્ષા થતી હોય તેમ, તે રાજકુમાર પિતાના હુકમને, પાષાણ જેમ પવનને સમજે, તેમજ સમજ્યો. તે ભોજબળ ને હોજ હળ એમ સમજી માળવાના કવિ રાજગોરોને કોઇ ખેતર ખેડનારા કણબી સમજીનેજ,કાંઇ બક્ષીશ દેતાંજ,

સાવજ જેવો આગળ ચાલ્યો. આશા તેના જવાન દિલને કોઇએ શિખવીજ હતી નહીં અને વિનંતી તો તેની કેળવણીના પોથાઓમાં કોઇ ઠેકાણે તેણે વાંચી કે જોઇ હતી નહીં, તેથી તે રાત્ર સમ ઘનઘોર પણ તોફાનસમ ખેપરવા, શુરસિંહના રાજ્ય મેહેલના દરવાજા પાસથી—જેમ રાહુના મથકથી મહા ચંદ્ર છુટ્યો જાય તેમ—પોતાને ઘોડે વેહેતો ચાલ્યો. ત્યાં તે મેહેલને ઝરૂખે રાજપુત્રી શામલદે, બાલેબાલ મોતી ને ભાલે રત્નોનો ચાંદ્દા પહેરી, સૂર્ય તેજ ગ્રહી, પોતાની ચંદ્દા આકૃતિ ઓર પણ તેજસ્વી કરતી પોતાના શુરા બચાવનારનો ખ્યાલ કરતી ઉભી રહી. મનમાંહે આ પ્રેમ ભાષણ બોલતી હતીઃ “મધ્ય રાતની ચંદ્દનીની ઘટામાં ઓ શુરા તેં મને તારા મસ્ત મરોડમાં જીતી અને તારા સિંહ સમ અગ્નિ વ્યાપેલાં ચક્ષુર શુરથી તેં મને બચાવી લીધી. કરડા તારા ડોળાના—નાગને ફાલ પડે એવા—ચમકારાથી મારા હૃદયને વિંધ્યું. તારા શીરપેજ વગરના ચંદ્દાસમ મસ્તકથી મારા મૃચ્છ મુર્છા પામતા વદનમાં પ્રેમ વિજળી પડી. મારી મોતનની માળાઓએ ઢંકાયલી જોબનવાળી છાતીમાં તે વિજળીની એવી અસર થઇ કે મને તારી સુરતનું ચેટક લાગ્યું છે! પ્રેમના બાણથી હું વિંધાઇ છું. તે પ્રેમનું બાણ અણીઆળાં વાંકાં રૂધીર ચક્ષુક્ષાત આરસપાહણના નેણા ઉપરની ભૃગત્તિની ધનુષ્યથી ખેંચાયું છે. અરે તે ખેંચનારો કોણ છે? અરે તે પ્રાણહરણ પંખી, મારૂં તન સિંહથી બચાવી, મારૂં મન

વશ લઇ ગયો છે. તે પ્રાણુહરણકાર વિના હું જેમ ચંદ્રા વગર રહેતી હોય તેમ છું. અરે તે વિના રત્નના નંગ વગરના સોનાના છલતાં સમાન હું છું. અરે હું તે વિના જેમ દાન વગર દાતા છે તેમ છું. જ્ઞાન વગરના જોગી સમાન હું તે પ્રાણુ જીતનાર વિના છું. માન વગરના પરોણા સમ, યા ચુના વગરના પાન સમાન હું તે પ્રાણુ બચાવનાર વિના છું. જેમ દિપક વગર દિવાનખાનું, જેમ જોબન વગર જુવાની, તેમ તે પ્રાણુ વશ લેનાર વિના હું નિરબળ નાચીજ છું." આ સોચનામાંહે સ્યાણી શામલદે હતી, તેટલાં પોતાના પ્રેમ પામનારને કેવળ શૂર સ્વરૂપજ વા સ્વરૂપ તુરી ઉપર જતો જોઇ ઝરૂખેથી ઉડી પડી! અરે જો આ વખત રીસાળુ, અગ્નિ સમાન સાક્ષાત ગરમ થયલો ઘોડો કુદાવતો દરવાજો ઓળંગી રાજમેહેલ આગળે જતાં, શામલદેને ઝીલી લેતે નહીં તો તે રાજપુત્રી સેજે ત્યાં મુડદું થઇ પડતે. શામલદે પણુ મૃત્યુ કીંવાં મિલાપ એજ નેમ રાખી જંગલીપણું ને સ્ત્રી ચીટમાં દોરવાઇ ગયલી જણાઇ કારણ જ્યારે તે પદ્મની પોતાના પ્રાણુ રક્ષક પાસામાં ઠરી ત્યારે બસ આ શબ્દજ બોલી શકી કે "ઓ શુરા માનવી મને હૈડે સમાવ!" પંજાબપતિ શુરસીંહે પોતાને મેહેલથી આ બનાવ લગોલગ સઘળો જોયો; તેથી તર્તલગ્ન તૈયારી કરી તે માળવાના રાજકુમારને પોતાની પુત્રી દેવાને રાજી થયો. વલી હાં પેલું સ્વપ્નું આડે આવ્યું અને લગ્નમાં ભંગ પડી. મંગળ ફેરા ફરતી વેળા કોઇ વિક્રાળ

ભૂત સમ રીસાળુ ઓચીંતો ઉઠયો અને ઘોડે ચઢી જેમ ઝેહેર ભરેલી અગ્નિ સેજમાં સર્વે બાળી રાખ ખાક કરે તેમ, તે ઉમંગ બાળતોજ ગુમ થઇ ગયો, પણ શામલદે રીસાળુએ એક બી વાચ્યુંછે એ જોઇ બોલી કે "આત્મા સમ સ્વામી હું આ બીને વૃક્ષ કરવાના યત્નમાં રહી આપણા પ્રેમને સદા ભજીશ."

પંજાણપતિનો મંડપ તજી રીસાળુ હીમાલા તરફ ચાલ્યો. કંઇક દિવસે કયાં કયાં મકાન કરી થાક ખાતાં ને આસાએસ લેતાં તે તે મહાન પરવતને શિખરે કોઇ અદ્દભૂત રાજ્યકર્ત્તા મહા રાક્ષસ (બળિયો રાજા)ને નગર આવી પોંહોંચ્યો. આ નગર ઉજાડ અને ત્યાંના મકાન સર્વે ઈશ્વરી કોપથી સુમસાન હતાં. ત્યાંના રાજ્ય મેહેલમાં દાખલ થયો તો તેને આવકાર દેવા એક દેવાંગ્ના સુંદર સ્વરૂપ, પૂર જોબન, સોળે શૃંગાર સજેલી સામે આવી ઉભી. તે બોલી "શૂરવીર આપને આ મકાનનો કેમ પત્તો લાગ્યો? હ્યાં મરકી ને રોગ વ્યાપી ઈશ્વરી કોપ સમ ગજબ વરસી નગરીનો હાલ ખરાબ થાય છે. હ્યાં જુજ વસ્તી છે, તે પણ કોઇને જણાતી નથી. મારો બાપ મહા રાક્ષસ આ કોપને કોઇ દુષ્ટનું વેર ને જાદુ સમજેછે. તે આપને દેખશે તો ખચીત કોઈ દુશ્મનનો દૂત છે એમ વેહેમ લાવી આપનો નાશ કરશે." રીસાળુ બોલ્યો "હું ફરતો ફરતો હ્યાં આવ્યોછું. કોઇ વેર કે દુસ્મની, દુષ્ટાઇ કે કપટ રચી હું આવ્યો નથી. મને કોઇ આશા, હોંશ કે ગરજ નથી. મુસાફર

જેવો આવ્યોછું તે થોડા દિ રહી મુસાફર માફક પાછો ફરીશ.” રાક્ષસ કુંવરી બોલી “ઓ જવાન ! આપ સુખે રહો ! પણ મારા બાપાના વેહેમનો ઇલાજ નથી અને હોનેહારી સ્વચ્છ આકાશ કે કાળી ગુફામાં હો તો પણ બનશેજ.” એ સંવાદ થાયછે તેવામાંજ પેલો મહા રાક્ષસ આવ્યો, તે કોઇ શુરો યુવાન રજપૂત જોઇ વેહેમ ખાઈ પડ્યો. તેણે તર્તજ પોતાના ભાલાનો ઘા રીસાળુની છાતીપર કર્યો. તે ઓચીંતો હુમલો તે જોતાંજ રીસાળુએ યુદ્ધ પ્રફુલિત થઇ પોતાની શમશેર જેમ આકાશમાં વિજળી પ્રગટે તેમ પ્રગટ કરતાં એવો તો એક સાફ હાથ તે રાક્ષસ ઉપર માર્યો કે તે વેહેમી છત્રપતિ તર્ત સ્વર્ગધામ પામ્યો. આ બળ ને ત્રાસ જોઇ પેલી દેવાંગ્ના તો છક્કજ થઇ. રાક્ષસ કુંવારીએ પોતાના પિતાને અગ્નિ દેવાડી અને રીસાળુને કહ્યું કે “ ઓ યશમાન રજપૂત ! મારા બાપાએ મને આગમચથીજ કહી મેલેલું હતું કે ‘જે મને મારશે તે તને વરસે’ માટે હું આપની દાસી છું. મારા દેશના રિવાજ માફક મારી સાથ લગ્ન કરી આ રાજ ભોગવો.” રીસાળુ તેમ કબુલ થયો પણ મંગલ ફેરા ફરતાં વળી પેલું સ્વપ્નું તેને આડે આવ્યું કે તે અર્ધ લગ્ન ક્રિયામાંથી ઉઠયો તે હીમાલા ઉપરથી ઘોડો નખાવતો ચાહોમ ચાલ્યો !

તે કંઇક દિવસે ધુતી નગરના સૂરસિંહ રાજાની નગરીમાં આવ્યો, આ રાજાને એક ફૂલનડે નામે પુત્રી ચંદ્રમાના તેજની હતી. તે સાથ કોઈ પણ પરદેશી આવે તેને સો-

ગઠાં રમાડવાનું કહી બાજી માંડે છે અને કબુલાત કરે છે કે "જીતે તો કુંવરી પરણાવે ને હારે તો મુંડી વાઢાંડે." કુંવરી સાથ રમનારો તેની પુનમ મુરતી જોઇ મોહિ જાય ને સોગઠાં રમવામાં ગફલત પામે અને એ રીતે હારી જઇ મુંડી ખુવે. એમ તે રાજાએ હજારો રાજપુત્રો ને પરદેશી શુરવિરોને મારી નાખ્યા હતા.

રીસાળુને પણ તે હાલતે રાજાએ બોલાવ્યો પણ તે માનવી ન્યારો હતો તેથી કુંવરીનો દાવ જીત્યો અને રાજા ઝાંખો પડયો, પણ પુત્રી ન્હાની છે એમ કહી લગ્ન કરી પોતાના નગરમાં સદા રાખવાને બંધન કર્યું, એ લગ્ન બરાબર થયાં સબબ કે પેલા સ્વપ્નની જે શિક્ષા થવી જોઇએ તે પુરી થઈ ચોવટયું મિટયું હતું.

ફૂલનડે પોતાના પતિને ચાહવામાં બોથડ હતી. તે વળી અણુસમજુ ને પ્રેમ ભાવથી વેગળી હોવાથી પતિ સ્થાને એક મૃગલો પાળેલો હતો તે સાથ રોજ અંગવીટ કરતી હતી. રીસાળુ આ નગરમાં કોઇ વેળા પોતાની પ્રેમરહિત પ્રેમદા સામે બેઠો ગઇ ગુજરી સંભારીને સોચ કરતો, તો કોઇ વેળા શિકારે જઇ મન રિજવતો હતો. એક દિવસ શિકારેથી આવી તે જોયછે તો ફૂલનડે ને મૃગલો સંગાતે બેભાન ભર ઊંઘમાં સૂતાંછે. મૃગલાના બે પગ ફૂલનડેના ગળા આસપાસ વીંટલાયાછે. તે જોતાંજ રીસાળુએ ક્રોધે કરીને એક ચાબક, ફૂલનડેને ના લાગતાં મૃગલાને ઠીક શિક્ષા થાય એવી સાવચેતીથી, માર્યો

તેથી મૃગલો ચિસ પાડતો ત્યાંથી ઊઠી નાઠો. ચાબકો મારનાર રીસાળુ છે એ જાણી મૃગલો બાર ભર્યો થઇને વેર લેવા ખાતર પાસેના નગરપતિ હથીસંગના મેહેલના ચોગાનમાં પેઠો. તે હજાર જાતના ચાળા કરી હથીસંગના ઝાડ પાન ને બાગ બગીચા બગાડવા લાગ્યો કે જે તે ચિડાઈ જાય તો તે હથિયાર લઇ તેની પાછલ લાગે તો તેને દોડવતો પોતાના શત્રુ રીસાળુના મેહેલમાં લાવી ફૂલનદેને દેખાડે અને એ નેણ મેલા થતાં દૈવજોગે રીસાળુ ને હથીસંગ લડાઈ કરે તો તે યુદ્ધમાં રીસાળુ જો હથીસંગથી હાર ખાઈ હેઠો પડે તો તેનું વેર વળે. આ યુક્તિમાં તે ફાવ્યો; હથીસંગ હથિયાર લેતાંજ તે મસ્ત મૃગલા પાછલ ધાયો અને તે મૃગલો દાવપેચે નાસતો ફૂલનદેના બાગમાં પેઠો, ત્યારે તે રાજપુત્રિ પુષ્પોમાં પતંગને પકડવાને તલપતી હાંથી ત્યાં બાળક માફક દોડતી કુદતી હતી. તે હથીસંગને જોઇ ફાલ ખાઇ પડી. પા પળ ગઇ કે નેણ ચઢાવી તે સુંદરી બોલી "કોણછો?" હથીસંગ પોતા લાયક બાયડીની ખોળ કરી થાકેલો તે આ સુંદરીને જોઈ પોતાના પ્રારબ્ધને ઉદય થયલું જોઇ ખુશ થયો. તેણે જેમ ગરૂડ કૃષ્ણને ઉડાવી આકાશમાં ફરે તેમ ફૂલનદેને ઉડાવી પોતાને નગર ફર્યો અને ત્યાં પોતાના રાજ્ય જોષી પાસ મૂર્ત દેખાડી ફૂલનદે સાથે વિવાહ કરી પોતા પાસ રાખી.

ફૂલનદે પણ તેથી રાજી થઇ પણ રીસાળુની શમશેર આ નવા પતિની શમશેરથી બેવડી લાંબી રામજી મનમાં

કરી હતી. રીસાળુ જ્યારે શિકારથી આવ્યા ત્યારે ફૂલનંદ તેને સામે લેવા આવી નહીં તેથી તે તેને ખોળતો મેહેલમાં ગયો. ખુણેખુણે ખોળી તે આખા બાગ ફરી વળ્યો પણ તે મળી નહીં તેથી મનમાં સમજ્યો કે તે ચાળા કરી બાળક છે માટે ક્યાંઇ બરાઇ બેઠી હશે કીંવા પોતાના બાપને મેહેલ ગઇ હશે. આ વિચારે તે નચીંત સુતા હતા પણ બે ત્રણ દિવસ જતાં પણ તે માલમ પડી નહીં તેથી રાજાને મળ્યા. જ્યારે રાજાથી ફૂલનંદ માટે કંઇ ખબર પામ્યા નહીં ત્યારે વિસ્મય થતો ફરી પોતાના બાગમાં આવ્યો તો આ વખત તેને મૃગલો સામે મળ્યો અને ખોખરો ખંખાર નાખી શોક કરતો હોય એવો આકાર કરી રહ્યો. તે અપશુકન જોઇ રીસાળુ તે ઉપર ચાબક ઉગામી દોડયો, તે જોતાંજ તેના જાનના તરસો થયલો તે મૃગલો હથીસંગના મેહેલને દરવાજે પોતા પાછલ દોડાવતો લાવ્યો અને જે ધાધાંટ થયો, તે હથીસંગને બાથ ભીડી ઓઢી લેતી ફૂલનંદ સાથેજ તે શું છે તે જોવા ઝરૂખા બહાર મોહ કરી જોતાંજ રીસાળુ ને તેની નજર એક થઇ પણ તેને પળનો વિલંબ થાય તેટલાં તો એક તીર ખટંગ કરતું આવી તેના મસ્તકે લાગ્યું અને તે ફૂલનંદની બાથમાંજ તે ભોંય ઉપર પડયો! બીજી પળે રીસાળુ મેહેલમાં દાખલ થયો. તેણે રડતી ને વિલાપ કરતી ફૂલનંદને દયા આવ્યાનું કારણ પુછ્યું, અને તે બોલી તે કરતાં વધારે સમજી પોતાનાં મનમાં વિચાર કર્યો કે ચુનાયલાં પુષ્પ

સમ આ ફૂલનડે હવે મને યોગ્ય નથી તેથી તત્કાલ વધુ ખરાબી કરવે વેગળો રહીને તે બોલ્યો કે "ઓ બાળા તેં તારો સ્વામી હથીસંગને કર્યો છે તો તે તને ફળો. આ તીર કોઇ ઝેરી કે અનર્થ કરનારો નથી, તેથી થોડી વારમાં તે ઊઠી ઉભો થશે. હું તારી નગરીને તજી મારે દેશ જાઉછું." તે ત્યાંથી વળતોજ કે પોતે પોતાના અશ્વ પરસ્વાર થઇ ધારૂ પદ્મનીના દેશ તરફ ચાલ્યો. તેણે મનમાં વિચાર કર્યો "હું અજાણ્યો રહી જોઉં કે તે ધારૂ પદ્મનીએ પોતાની દેહ પતિવ્રત રાખીછે કે નહીં!" જ્યારે તે દેશ પોંહોંચ્યો ત્યારે શાલીવાહાણ પોતાની આખી દરબાર સાથ સામે લેવા આવ્યો અને બાકી મંગલ ફેરવી ધારૂબા તેને હવાલે કીધા અને રાજ મેહેલ શિંગારેલા માંહે સુવર્ણ સામન મેલેલા દિવાનખાને રીસાળુ ને ધારૂ પરસપર પ્રેમથી હસી બોલી કાળ કાઢવા લાગ્યાં.

સતિ પદ્મણી ધારૂએ કહેવાતી અર્ધ ક્રીયામાંથી ઉઠી ગયલા પતિને ફરી મળવાની આશા મેલી રાજપુત્ર ધીરસિંહ જે તેના કાકાનો છોકરો તે સાથ પ્રિતી બાંધી હતી અને ગાંધર્વ વિવાહ કરી રંગરાગ કરતી હતી. તે આ ભોગ લાગ્યા જાણી રીસાળુ તેના વદનને કર ના લગાડે તેવી તાલમેલથી દુરની દુર રહી, હથેલીમાં ચાંદ દેખાડતી હતી અને સમજતી હતી કે રીસાળુ તેની આ બાજીથી અજાણ્યો છે. રીસાળુ પોતાની પ્રેમદાની લીલચાલથી તરત પામ્યો અને રાત્રે સેજ વાત કરતાં નિદ્રાવસ થઇ ગયો.

તે તેહ ધારૂ શૃંગાર સજી પોતાના ગાંધર્વ લગ્ન કરેલા પતિ પાસ ગઇ પણ ત્યાં હાસ્ય વિનોદ કરતાં જપ લાગી ગઇ તે પ્રભાત ફાટયું ત્યારેજ આંખ ઉઘડી. તેથી સોચ કરી ખુબ વિમાસણ કરતાં પોતે પોતાના પગની પાટલી સમાન લાંબા કેશ પીઠપર વિખેરી સૂર્ય પ્રગટી કાંણું ઝલઝલાટ થયા પછી અચ્છા મરદાંની પોશાકમાં પોતાને મેહેલ આવી. તે વખતે ધીરસિંહે આપેલા મરદના પોશાકમાં, હાથમાં ઢાલ ને કમરે તરવાર લટકતી હતી. પણ કપાલે ચાંલ્લો રહી ગયો હતો. આ વખતે રીસાળુ દાતણ કરતો હતો, તેણે જોતાંજ હસી કહ્યું કે "ધારૂ તું તારા પ્રાણ સમાનને મળી આવી આ મરદના પોશાગમાં કેમ જાયછે? અરે સતિ ધારૂ તને કોણે મરદનો પોશાક પેહેરાવ્યો?" ધારૂ લજવાઈ મેહેલમાં ગઈ અને રીસાળુ યુદ્ધ કવચ પેહેરી ઘોડે સ્વાર થતોજ કે ધારૂને ઝરૂખે બોલાવી કહ્યું કે "જેને તેં પોતાનો સ્વામી કર્યો છે તે સંગાતે સુખી થા. તારા બાપા બળિયા શાલીવાહાણને ખુલાસો કરજે. મેં તને તારા ગાંધર્વ વિવાહ કરવાવાળા સ્વામીને બક્ષી છે." આમ કહીને પોતે ત્યાંથી શામલડેના નગર તરફ ઘોડો ચલાવ્યો.

શામલડેને તે ખબર ગઇ કે શુરવીર રીસાળુ આવ્યા. શામલડે બોલી કે "જો મારા પ્રાણપતી રીસાળુ હશે તો ઝાડની એકજ પાંખડી હલાવશે તો તેનાં સઘળાં ફળ પાડશે." રાજાએ એ તેની પરિક્ષા કર્યાથી રીસાળુ સે-

જેજ ઓળખાયો. રાજાએ પોતાનું રાજપાટ ને કુંવરી તેને સોંપી. ત્યાં કાંઇક દિવસ રહ્યા પછી તે પોતાની પતિવ્રતા સ્ત્રીને સાથે લઇ પોતાના બળવાન રાજ્યમાં આવી માત પિતાને મળી પોતાનો ભવ આનંદમાં ગુજારવા લાગ્યો પણ પેલી મહા રાક્ષસ પુત્રીનો મોહ તેનાં મનમાં ગુપ્ત ઘુમતો હતો.

શામલડે એકાંત મેહેલમાં એક દિ પતિ સાથે બેઠી છે, અને ગઇ ગુજરીની કહાણીમાં રીસાળુને રીઝવે છે, એવામાં તેની આંખોમાંથી આંસુની ધાર ચાલી રહી! તેના મોંનો રંગ ફીક્કો મારયો. તે વિયોગને યાદ કરીને ચુપ રહ્યા! શામલડે આ બનાવથી અચંબો પામીને પુછવા લાગી, "સ્વામીરાજ! આવડો શોક શા ખાતર? જ્યારે સંધી આફતોથી ટળી આપણને સુખ ચેનથી જન્મ ભોગવવા તાલ ફાવ્યો ત્યારે એવી કઇ દિલગીરી આ પ્રેમને ઝાંખો પાડે છે?

હમ ચાહવત હે કઇ કઇ, તુમ ચાહવત હે કચુ ઓર;
ધીક પરો વા પ્રિતમે, એક ચીત દો ડોર!

રીસાળુ બોલ્યો "વ્હાલી શામલડે! તું મને આ શોકનું કારણ ના પુછ. જે પ્રેમ ને વ્હાલથી હું તારો છું, તે ભોગવ. બોલવામાં માલ નથી. બોલે તે બે ખાએ!"

જા દીન કેશર બીછર રહી, બાદલ ગરજે મન મોરા!
સુદ્ધ બુદ્ધ સબ જગ ભઇ, તારાયન ઝાંખે નેન મોરા!

બરખા રૂત સમ બુંદ ઝરનનઇ, ઝરન રહ્યે જોબન મોરા!
પતી લગી પ્રીત તન મઇ, રોમ રોમ જ્યું હે જવાલા !

શામલડે એ દીવસથી રીસાળુ સાથ, જોગી સાથ જેમ જોગણ વસી હાહડા કાઢતી હોય, તેમ સાદા પોશાગ ને પાકા પ્યારમાં રાજમેહેલમાં રહેવા લાગી. રીસાળુ જ્યારે જ્યારે ખુશ મીજાજમાં આવે ત્યારે ત્યારે શામલડે તેના સામું જોતી બોલે કેઃ—

"કાહુસે પ્રીત ન કીજીએ, ડરીએ પ્યારે ઇસ જુગમે—
ઇસ જુગમે જીવન થોરો, કાયકુ બુરાઇ સર લીજીએ,
અપની ના કહીએ, ઓરકી ના સુનીએ, બીન ચાહે વાકો
નામ ન દીજીએ—ભલા ઇસ જુગમે કાહુસે પ્રીત ન કીજીએ.

એ સાંભળીને જ્યારે ત્યારે દિલગીર થઇને તેણીની પાસથી પાછો ફરતો. પોતાના મનમાં જે અથાગ શોક તેમાં શામલડેની નારાજીનું કારણ ભેળાયાથી તે ઓર દિન પર દિન સુકાતો ચાલ્યો. આગલી રણધિર ચાલ ને ચપળતા અસ્ત થઈને તે એક પરમપિડાયલો દયા ઉપજવા જોગ પ્રાણી થઇ અવાચક કોઇ વખત દરબાર કે બગીચામાં ફરે ને ઘણો કાળ ઠાલા ખ્યાલોમાં ગુમાવે.

આ તરફ રીસાળુ જે ખાતર બેચેન રહેતો હતો, તે રાક્ષસકુંવરી પોતાના પતિને નિકળી ગયલો જોતાંજ કે વિલાપમાં પડી હતી. તેણીએ ગાયનશાસ્ત્રની અચ્છી તાલીમ લીધી હતી તેથી નાચકણીના આવતારે દેશ દેશ ફરતી ધારાનગરીમાં દાખલ થઇ. દેશ દેશના રાજા રાણાઓની દરબારમાં

ગાયન કરેલાં હતાં પણ જાતે શિયળ હતી, રૂપમાં કશી માણા નહી છતાં, જે કોઇ તે કુંવરીને જોતું તે તેની મોહિનીમાં એવો સજ્જડ બિડાતો કે તેણીને આદરભાવથી ચાહવાને તત્પર થતો. તેણીના દાખલ થવાથી આખી નગરીમાં ચરચા ચાલી રહી કે, "આકાશમાંથી કોઇ એક અપ્સરાએ આવી, આપણી ભુમી ઉપર ઉતારો લીધોછે. તેનું બદન ચંદન જેવું સાફ સુગંધી છે. તેની ચક્ષુ તારા જેવી ચળકેછે, કાન્તિ કામના મૃત્યુ વેળાની શોકાતુર રતિ સમાન દિપેછે. તેના સરોદથી ઇંદ્રની સભામાંની નાચનારીઓ દંગ થઇ રહે છે! જે સમયે તે આ નગરમાં ફરવા નિકળેછે ત્યારે રાજમેહેલ તરફથી જ્યારે તેની મેના જાયછે ત્યારે તેની આંખ્યો ભીંજાયલી રહેછે. જ્યાં છે ત્યાં કોઇ દેવાંગના દિસેછે. કીંવા શંકા ઉપજેછે કે તે દુઃખના તોફાનમાં ગરક હશે, માટે મૃત્યુ લોકમાં ભેલાઇને રિજવા આવી હશે, કાંતો ઇંદ્રના કોપમાં ઉતર્યાથી તે શાપ પામી હશે."

ધારાનગરીમાં આ ચરચા એટલી ફેલાઈ કે, તે છેક ઉડતી ઉડતી રાજમંડળમાં ચરચાવા લાગી. છેલ્લે તે રીસાળુંને જાહેર પડી, તેથી તેવી રૂપાળી સુંદરીને જોવા તથા તેનો સ્વર સાંભળી પોતાનો શોક વિસરવાને એક સુપર્વે તે નાયકણીને મેહેલમાં નોતરી. મેલાવડામાં અમીર ઉમરાવો, શેઠ સાહુકારો, ને વિદ્વાનો હતા. વૃદ્ધ ને તરૂણ અરસ પરસ પ્રેમથી મળી તે સુઘડીનો આનંદ પામવાની લહેરમાં હતા, તેવામાં ઓચીંતો ચોબદારે પોકાર માર્યો ને મહા રાક્ષસ

કુંવરી મોટા નમનથી સરકાર હજુરમાં આવી ઉભી. દાસીઓએ તરત રત્નજડીત શાલ લાવી પાથરી કે તે ઉપરના મોતી હિરા માણેકના મોરના આકારના તકીએ અઢાંગી નથણી ઉપર ડાબો કર ફેરવીને દરબાર તરફ તેણે નેત્રને નાખ્યોજ કે તેણીના અંગમાં વિજળી ઉતરી. એક ખુણામાં રાજકુમાર રીસાળુને શોકના ઘેરામાં રાજગાદી ઉપર પડેલા જોઇને તે બેવફા ઉપર તેને દયા આવી ત્યારે તેની નજર સાથ નજર એક થઇ ત્યારે ઘાયલ છતાં વધુ ઘાયલ થયલી તે અદબથી બેઠી. જાહેરમાં તો તે એક ગાનારી છે. અને તે પોશાકથીજ આ મોટી સભામાં તે બિરાજી છે. માટે તેણીએ પોતાનો કોમળ સ્વર ખેંચ્યો. પેહલોજ દુહો તે બોલી કેઃ—

સજન સબ ગુન સરસ હે, જબ લગ પરો ન કામ;
હેમ હુતાસન પરખ લે, પીતલ નીકશો શામ.

રીસાળુ બેભાન જેવો તે મૂર્તિ ઉપર ધ્યાન ધરવા-લાગ્યો. તે દુહાનો અલાપ ધુમી રહ્યા, કે વચમાં તેણે પોતાની વીંટી કાઢી તે ઉઠયો. તેણે તે રત્નજડીત થાળમાં મુકી. સભા સરકાર સાહેબના આ ઢંગથી અચંબો પામી રહી.

રાક્ષસ કુંવરીએ તે વીંટી જોઇ તો પોતાની પિછાણી, અને હવે એજ રીસાળુ, એમાં તો શક નથી જાણી તરત ઉઠીને આદરભાવથી તે પાછી આપી "મહારાજ મને એવી વસ્તુનો કંઇ ખપ નથી. આ બેમુલ રત્ન આપનેજ લાયક છે." આ શબ્દો સાંભળતાંજ રીસાળુના નેત્ર ભરાયાં. નાયકણી તે જોઇ ગાણું ગાવા લાગી !

